# લેનિન

## "ઉગ્રવાદી" સામ્યવાદ - બાલિશ બીમારી



અનુવાદ — અતુલ સવાણી

## પ્રકાશકો તરફથી

વ્લા. ઇ. લેનિને ' "ઉગ્રવાદી" સામ્યવાદ — બાલિશ બીમારી ' નામક આ કૃતિ બીજી કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલના ઉદ્‌ઘાટન નિમિત્તે ૧૯૨૦માં લખી હતી. તેનો ઉદ્દેશ નવોદિત કોમ્યુનિસ્ટ પાર્ટીઓને ક્રાંતિકારી સંઘર્ષનો ખરો માર્ગ શોધવામાં મદદ કરવાનો, કોમ્યુનિસ્ટોને સંકુચિતતાની વૃત્તિ અને મતાંધતા વગેરેની ભૂલો અંગે ચેતવણી અપવાનો, ખરી રાજકીય આગેવાની કરતાં અને સૌપ્રથમ તો લોકસમુદાયો માટે લડત ચલાવતાં તથા તેમને સૈદ્ધાંતિક દૃષ્ટિએ સર્વહારા વર્ગીય મોખરાની હરોળના પક્ષે ખેંચી લેતાં શીખવવાનો હતો. આ કૃતિમાં રશિયન અને આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનની ઘણી મુખ્ય સમસ્યાઓનું પૃથક્કરણ એ દૃષ્ટિએ કરવામાં આવ્યું છે.

આ કૃતિનો અનુવાદ સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિની માર્ક્સવાદ-લેનિનવાદ ઇન્સ્ટિટ્યુટે તૈયાર કરેલી લેનિનની સંગૃહિત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિના એકતાળીસમા ગ્રંથમાં પ્રકાશિત વાચના અનુસાર કરવામાં આવ્યો છે.



સોવિયેત સંઘમાં મુદ્રિત

П $\frac{10102-145}{014(01)-79}$ 849—79 0101020000

## અનુક્રમણિકા

## ૧

## રશિયન ક્રાંતિના આંતરરાષ્ટ્રીય મહત્ત્વની વાત કેવા અર્થમાં કરી શકાય?

રશિયામાં સર્વહારા વર્ગે સત્તા હાંસલ કરી લીધી (૨૫ ઑક્ટોબર—૭ નવેંબર—૧૯૧૭) ત્યાર પછી આરંભના મહિનાઓમાં કદાચ એમ લાગ્યું હોય કે પછાત રશિયા અને પશ્ચિમ યુરોપના ઉન્નત દેશો વચ્ચેના ભારે મોટા તફાવતને કારણે એ દેશોની સર્વહારા વર્ગીય ક્રાંતિઓ આપણી ક્રાંતિ જોડે બહુ ઓછું સામ્ય ધરાવતી હશે. હવે આપણે બહુ સારા પ્રમાણમાં આંતરરાષ્ટ્રીય અનુભવ હાંસલ કરી લીધો છે, અને એ અનુભવ તદ્દન ચોક્કસ રૂપે બતાવે છે કે આપણી ક્રાંતિનાં અમુક મૂળભૂત લક્ષણો સ્થાનિક, અથવા વિશિષ્ટ રાષ્ટ્રીય, અથવા કેવળ રૂસી નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ધરાવે છે. અહીંયાં હું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ સંબંધી વાત શબ્દોના બહોળા અર્થમાં નથી કરતો: આપણી ક્રાંતિનાં અમુક નહિ પરંતુ તમામ મૂળભૂત લક્ષણો, અને એથી ગૌણ કક્ષાનાં ઘણાં લક્ષણો, એવા અર્થમાં આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ધરાવે છે કે તેની અસર સઘળા દેશો ઉપર પડે છે. ના, હું તો તેની વાત શબ્દોના એકદમ મર્યાદિત અર્થમાં, આપણા દેશમાં જે બન્યું છે તેના આંતરરાષ્ટ્રીય પાયા પરના પુનરાવર્તનની આંતરરાષ્ટ્રીય સાર્થકતા અથવા ઐતિહાસિક અનિવાર્યતાના અર્થમાં આંતરરાષ્ટ્રીય મહત્ત્વને સમજીને, કરી રહ્યો છું. એ હકીકત માન્ય કરવી જ પડે એમ છે કે આપણી ક્રાંતિનાં અમુક મૂળભૂત લક્ષણો એવું મહત્ત્વ ધરાવે છે.

આ તથ્યની અતિશયોક્તિ કરવામાં આવે અને તેને આપણી ક્રાંતિનાં અમુક મૂળભૂત લક્ષણોની પાર વિસ્તારી દેવામાં આવે તો બેશક જબ્બર ભૂલ થાય. એવી જ રીતે, એ હકીકતને ખ્યાલ બહાર રહેવા દેવામાં પણ

ભૂલ ગણાશે કે ઉન્નત દેશોમાંથી ઓછામાં ઓછા એક દેશમાંયે સર્વહારા ક્રાંતિના વિજય પછી પરિસ્થિતિ ઘણું કરીને એકદમ પલટાઈ જશે: રશિયા નમૂનારૂપ દેશ નહિ રહે પરંતુ ફરી વાર પછાત દેશ ("સોવિયેત" અને સમાજવાદી અર્થમાં) બની જશે.

પરંતુ ઈતિહાસની હાલની ઘડીએ પરિસ્થિતિ એવી છે કે રશિયન નમૂનો **સઘળા** દેશોને તેમના નિકટના તથા અનિવાર્ય ભવિષ્યમાંનું કશુંક, અત્યંત મહત્ત્વનું કશુંક, બતાવે છે. બધા દેશોમાં અગ્રગામી કામદારો લાંબા વખતથી આ વાત સમજી ગયેલા છે, અને વધારે વાર એમ બન્યું છે કે તેઓ સમજી નથી ગયા પરંતુ પોતાની ક્રાંતિકારી વર્ગીય અંતરસૂઝથી પારખી ગયા છે. સોવિયેત સત્તાનું તેમ જ બોલ્શેવિક સિદ્ધાંત અને કાર્યનીતિનાં મૂળભૂત તત્ત્વોનું આંતરરાષ્ટ્રીય "મહત્ત્વ" (શબ્દના મર્યાદિત અર્થમાં) એ હકીકતમાં સમાયેલું છે. જર્મનીમાં કાઉત્સ્કી અને ઑસ્ટ્રિયામાં ઓટો બાઉએર તથા ફ્રેડરિક એડલર જેવા બીજી ઇન્ટરનેશનલના[1] "ક્રાંતિકારી" આગેવાનો આ વાત નથી સમજ્યા, અને એટલે જ તેઓ પ્રત્યાઘાતીઓ તેમ જ બદતરીન તકવાદ તથા સામાજિક-દ્રોહના હિમાયતીઓ સાબિત થઈ ગયા છે. આ સંબંધમાં લક્ષમાં લેવું ઘટે કે ૧૯૧૯માં વિયેનામાં પ્રગટ થયેલી ('ઝોત્સિઆલીસતિશે બ્યૂખેરાઈ', હેફ્ટ ૧૧, ઈગ્નાત્સ બ્રાન્ડ*) 'વિશ્વ ક્રાંતિ' (વેલ્ટરેવોલ્યૂસ્તિઓન) શીર્ષક ધરાવતી અનામી લેખકની પુસ્તિકા તેમની આખી વિચારક્રિયાને તથા તેમના વિચારોના સમગ્ર વ્યાપને, અથવા સમજો કે તેમની મૂઢતા, વિદ્યાદંભ, અધમતા, તેમ જ કામદાર વર્ગનાં હિતોના તેમણે કરેલા દ્રોહના—અને તે પણ "વિશ્વ ક્રાંતિ"ના ખ્યાલના "સમર્થન"ના બહાના હેઠળ—પૂરા પરિમાણને જાહેર કરી દે છે.

પરંતુ એ પુસ્તિકાની વધારે વિગતવાર છણાવટ અમે બીજા કોઈ સમયે કરીશું. અહીંયાં તો અમે માત્ર બીજી એક વાતની જ નોંધ લઈશું: વીતી ગયેલા જમાનામાં કાઉત્સ્કી જ્યારે ભાગેડુ નહોતો બની ગયો પરંતુ હજી માર્ક્સવાદી હતો ત્યારે તેણે ઈતિહાસકાર તરીકે સવાલની છણાવટ કરતાં આગાહી કરેલી કે રશિયન સર્વહારા વર્ગની ક્રાંતિકારી ભાવના પશ્ચિમ યુરોપને ઉદાહરણ પૂરું પાડે એવી પરિસ્થિતિ ઊભી થવાની શક્યતા છે. આ વાત

---

*ઈગ્નાત્સ બ્રાન્ડ. 'સમાજવાદી ગ્રંથમાળા', ગ્રંથ ૧૧.—સં.

૧૯૦૨માં કાઉત્સ્કીએ 'સ્લાવ પ્રજાઓ અને ક્રાંતિ' નામનો લેખ ક્રાંતિકારી 'ઈસ્ક્રા'[2] માટે લખેલો ત્યારની છે. તેણે એ લેખમાં નીચે મુજબ લખેલું:

"વર્તમાન સમયે (૧૮૪૮ની સરખામણીમાં)* એમ લાગે કે સ્લાવ પ્રજાઓ ક્રાંતિકારી રાષ્ટ્રોની હરોળોમાં સામેલ થઈ ગઈ છે એટલું જ નહિ પરંતુ ક્રાંતિકારી ચિંતન તેમ જ ક્રાંતિકારી કદમનું કેંદ્ર વધારે ને વધારે પ્રમાણમાં સ્લાવ પ્રજાઓ તરફ ખસી રહ્યું છે. ક્રાંતિકારી કેંદ્ર પશ્ચિમમાંથી પૂર્વ તરફ ખસી રહ્યું છે. ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં તે ફ્રાંસમાં હતું અને ક્યારેક ઇંગ્લૅંડમાં હતું. ૧૮૪૮માં જર્મની પણ ક્રાંતિકારી રાષ્ટ્રોની હરોળોમાં સામેલ થઈ ગયું... નવી સદીનો આરંભ એવો ખ્યાલ સૂચવતી ઘટનાઓથી થયો છે કે ક્રાંતિકારી કેંદ્ર હજી વધારે ખસશે, એટલે કે રશિયા તરફ ખસશે... જેણે ક્રાંતિકારી પહેલકદમીની ભાવના મોટા પ્રમાણમાં પશ્ચિમ પાસેથી મેળવી છે એવું રશિયા હવે કદાચ પશ્ચિમ માટે ક્રાંતિકારી જોમની સરવાણીની કામગીરી બજાવવા તૈયાર થઈ ગયું છે. હાલ ફૂટી નીકળતું રશિયન ક્રાંતિકારી આંદોલન આપણી અંદર ફેલાઈ રહેલી ઢીલી કૂપમંડૂકતા તથા લાગણીશૂન્ય ગણતરીબાજ રાજકારણની વૃત્તિને ખતમ કરી નાખવાનું અત્યંત પ્રબળ સાધન કદાચ સાબિત થઈ જાય, અને લડાયક ભાવના તેમ જ આપણા મહાન આદર્શો પ્રત્યેની નિષ્ઠામાં નવું ચેતન કદાચ રેડે. પશ્ચિમ યુરોપની નજરમાં રશિયા પ્રત્યાઘાત તથા આપખુદશાહીનો ગઢ ક્યારનું મટી ગયું છે. મને લાગે છે કે આજે તો એથી ઊલટી વાત ખરી છે. પશ્ચિમ યુરોપ રશિયાનો પ્રત્યાઘાત તથા આપખુદશાહીનો ગઢ બની રહ્યું છે... રશિયન ક્રાંતિકારીઓને ઝારની સામે લડવાની સાથે સાથે તેની સંગાથી યુરોપિયન મૂડીની સામે પણ લડવું ન પડતું હોત તો તેઓ ઝારને કદાચ લાંબા વખત પહેલાં જ પહોંચી વળ્યા હોત. આપણે આશા રાખીએ કે આ વખતે તેઓ બેઉ દુશ્મનોને પહોંચી વળવામાં કામયાબ બની જશે, અને નવી 'પવિત્ર એકસંપી' તેના પુરોગામીઓ કરતાંયે

---

*અવતરણોની અંદર કૌંસમાં આપેલી આવી નોંધો, બીજો કશો નિર્દેશ ન હોય તો, લેનિને ઉમેરેલી છે.—સં.

વધારે ઝડપથી ઢળી પડશે. રશિયામાં વર્તમાન સંઘર્ષનો અંત ભલે ગમે તેવો આવે તોપણ તેમાં કમનસીબે બેહદ મોટી સંખ્યામાં શહીદ બનનારા બહાદુરોનું લોહી તથા યાતનાઓ એળે નહિ જાય. એથી આખા સભ્ય જગતમાં સામાજિક ક્રાંતિના ફણગાઓ પોષણ પામશે અને વધારે વિપુલ પ્રમાણમાં તેમ જ વધારે ઝડપથી ખીલી ઊઠશે. ૧૮૪૮માં સ્લાવ પ્રજાઓ પાકને બાળી નાખનારા હિમ જેવી હતી અને તેમણે લોકવસંતનાં પુષ્પોને કરમાવી નાખ્યાં હતાં. હવે તેઓ કદાચ એવું તોફાન બની રહેવાનું ખુશકિસ્મત ધરાવે છે કે જે પ્રત્યાઘાતની હિમશિલાઓને તોડી નાખશે અને અદમ્ય રીતે પોતાની સાથે રાષ્ટ્રો માટે નૂતન તથા સુખદ વસંત લઈ આવશે" (**કાર્લ કાઉત્સ્કી**, 'સ્લાવ પ્રજાઓ અને ક્રાંતિ', 'ઈસ્ક્રા', રશિયન સામાજિક-લોકશાહીવાદી ક્રાંતિકારી અખબાર, અંક ૧૮, ૧૦ માર્ચ, ૧૯૦૨).

અઢાર વર્ષ પહેલાં કાર્લ કાઉત્સ્કી કેટલું સરસ લખતો!

## ૨

## બોલ્શેવિકોની સફળતાના મૂળભૂત સંજોગોમાંનો એક

મારી ધારણા મુજબ હાલ સાર્વત્રિક રીતે સ્વીકારવામાં આવે છે કે આપણી પાર્ટીની અંદર એકદમ કડક તથા ખરેખરી લોખંડી શિસ્ત વગર અને કામદાર વર્ગના આખેઆખા સમુદાયના, એટલે કે પછાત સ્તરોની આગેવાની કરવાની અથવા તેમને પોતાની સાથે સાથે કૂચ કરાવવાની શકિત ધરાવતાં હોય એવાં તેનાં તમામ વિચારશીલ, પ્રમાણિક, નિષ્ઠાવાન, તથા પ્રભાવક તત્ત્વોના, પૂરેપૂરા તથા બિનશરતી ટેકા વગર, બોલ્શેવિકો અઢી વર્ષ તો શું અઢી મહિનાયે સત્તા જાળવી ન શક્યા હોત.

સર્વહારા વર્ગની સરમુખત્યારી એટલે નવા વર્ગ તરફથી તેના કરતાં **વધારે તાકાતવાન** દુશ્મનની સામે, મૂડીદાર વર્ગની સામે, એકદમ પાકા નિર્ધારથી તથા તદ્દન બેરહમીથી લડવામાં આવતો જંગ. મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવે (ભલે એક જ દેશમાં) ત્યારે તેના તરફનો સામનો

**દસ ગણો** વધી જાય છે, અને તેની તાકાત કેવળ આંતરરાષ્ટ્રીય મૂડીની મજબૂતીમાં જ નહિ, મૂડીદાર વર્ગનાં આંતરરાષ્ટ્રીય જોડાણોની મજબૂતી તથા ટકાઉપણામાં જ નહિ, પરંતુ **આદતના જોરમાં** પણ, નાના **પાયાના ઉત્પાદનની** મજબૂતીમાં પણ, સમાયેલી હોય છે. કમનસીબે નાના પાયાનું ઉત્પાદન દુનિયામાં હજી વ્યાપક છે, અને નાના પાયાનું ઉત્પાદન મૂડીવાદને તેમ જ મૂડીદાર વર્ગને નિરંતર, દરરોજ, દર કલાકે, આપમેળે, તથા વિશાળ પાયા ઉપર **પેદા કરતું જ રહે છે**. આ બધાં કારણો સર્વહારા વર્ગની સરમુખત્યારીને જરૂરી બનાવી દે છે, અને લાંબા, અણનમ, મરણિયા, જીવન-મોતના જંગ વગર — ખંત, શિસ્ત, દૃઢતા અને અડગ તથા એકલક્ષી નિર્ધાર માગી લેતા જંગ વગર — મૂડીદાર વર્ગની ઉપર વિજય હાંસલ કરવાનું અશક્ય છે.

હું દોહરાવું છું કે જે લોકો વિચાર કરી શકતા જ ન હોય અથવા જેમને આ બાબત વિશે વિચાર કરવાનો પ્રસંગ ન મળ્યો હોય તેમને પણ રશિયામાં સર્વહારા વર્ગની વિજયી સરમુખત્યારીએ સાફ બતાવી આપ્યું છે કે મૂડીદાર વર્ગ ઉપર વિજય હાંસલ કરવાની આવશ્યક શરત સર્વહારા વર્ગની અંદર પૂરા કેંદ્રીકરણ તથા કડક શિસ્તની છે.

આ સવાલ ઘણી વાર ઉઠાવવામાં આવે છે. પરંતુ બહુ જ અપૂરતો વિચાર કરવામાં આવે છે કે તેનો અર્થ શો થાય છે અને તે કેવા સંજોગોમાં શક્ય છે. ક્રાંતિકારી સર્વહારા વર્ગને જરૂરી શિસ્તનું ઘડતર બોલ્શેવિકો **કેમ** કરી શક્યા તેનાં કારણોનું **ગંભીર પૃથક્કરણ**, સોવિયેત સત્તા તથા બોલ્શેવિકોને સંબોધિત અભિવાદનોમાં, **વધારે ને વધારે પ્રસંગોએ** સામેલ કરવામાં આવે તો બહેતર નહિ ગણાય?

રાજકીય ચિંતનના વહેણ તરીકે અને રાજકીય પાર્ટી તરીકે બોલ્શેવિઝમ ૧૯૦૩થી અસ્તિત્વમાં છે. બોલ્શેવિઝમના અસ્તિત્વના **સમગ્ર** ગાળાને આવરી લેતો તેનો ઈતિહાસ જ સંતોષકારક ખુલાસો પૂરો પાડી શકે કે સર્વહારા વર્ગના વિજય માટે આવશ્યક લોખંડી શિસ્તનું ઘડતર તથા જાળવણી તે અત્યંત મુશ્કેલ સંજોગોમાં કેમ કરી શક્યો છે.

સૌપ્રથમ આવા સવાલો ઊભા થાય છે: સર્વહારા વર્ગની ક્રાંતિકારી પાર્ટીમાં શિસ્ત કેવી રીતે જાળવવામાં આવે છે? તેની કસોટી કેવી રીતે કરવામાં આવે છે? તેને વધારે કડક કેવી રીતે બનાવવામાં આવે છે? પહેલી વાત — સર્વહારા વર્ગની અગ્રિમ હરોળની વર્ગજાગૃતિ તથા ક્રાંતિ સંબંધી

નિષ્ઠા વડે, ખંત વડે, બલિદાન તથા પરાક્રમ વડે. બીજી વાત — મહેનતકશ લોકોના વધારેમાં વધારે બહોળા સમુદાયો જોડે, મુખ્યત્વે સર્વહારા સમુદાયો જોડે પરંતુ મહેનતકશ લોકોના **બિનસર્વહારા** સામુદાયો **જોડે પણ**, સંકળાઈ જવાની, વધારેમાં વધારે ગાઢ સંપર્કો જાળવવાની, અને — તમને ગમે તો — એકરૂપ થઈ જવાની તેની શક્તિ વડે. ત્રીજી વાત — એ અગ્રિમ હરોળ તરફથી આપવામાં આવતા માર્ગદર્શનની યથાર્થતા વડે, તેની રાજકીય રણનીતિ તથા કાર્યનીતિની યથાર્થતા વડે, પરંતુ એટલી શરતે કે એ યથાર્થતાને બહોળા લોકસમુદાયોએ **પોતાના અનુભવ મારફત** પારખી લીધી હોય. મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની અને સમગ્ર સમાજનું રૂપાંતર કરવાની કામગીરી જેને કરવાની હોય અને જે અગ્રગામી વર્ગની પાર્ટી બનવા ખરેખર શક્તિમાન હોય એવી ક્રાંતિકારી પાર્ટી આ શરતો વગર શિસ્ત ન જ સ્થાપી શકે. શિસ્ત સ્થાપવાના તમામ પ્રયાસો આ શરતો વગર તો અનિવાર્ય રીતે નકામા જાય અને વાણીવિલાસ તથા રંગલાપણામાં જ પરિણમે. બીજી તરફ, આ શરતો એકદમ પૂરી ન થઈ શકે. એવા સંજોગો તો લાંબા ગાળાની જહેમત તથા મુશ્કેલીથી હાંસલ કરવામાં આવતા અનુભવ દરમિયાન જ પેદા થઈ શકે. એવા સંજોગો પેદા કરવાનું કામ ખરા ક્રાંતિકારી સિદ્ધાંતના આધારે સરળ બને, અને એવો સિદ્ધાંત મતાગ્રહ નથી હોતો પરંતુ ખરેખરા લોકવ્યાપી તથા ખરેખરા ક્રાંતિકારી આંદોલનની અમલી પ્રવૃત્તિઓ સાથેના ગાઢ જોડાણમાં જ આખરી આકાર ધારણ કરતો હોય છે.

૧૯૧૭-૨૦ દરમિયાન બોલ્શેવિઝમ અપૂર્વ મુશ્કેલ સંજોગોમાંયે વધારેમાં વધારે ચોકસાઈભર્યા કેંદ્રીકરણ તથા લોખંડી શિસ્તનું ઘડતર તથા જાળવણી કરી શક્યો તેમાં કેવળ રશિયાની કેટલીક ઐતિહાસિક વિશિષ્ટતાઓ જ કારણભૂત છે.

એક તરફ, બોલ્શેવિઝમનો ઉદય ૧૯૦૩માં માર્ક્સવાદી સિદ્ધાંતના ખૂબ મક્કમ આધારે થયો હતો. એ ક્રાંતિકારી સિદ્ધાંતની, અને એકમાત્ર તેની જ, યથાર્થતાને કેવળ આખી ઓગણીસમી સદીના વિશ્વ અનુભવે જ નહિ પરંતુ ખાસ કરીને તો રશિયામાં ક્રાંતિકારી ચિંતનની તલાશ તથા દુવિધાઓ તેમ જ ગલતીઓ તથા નિરાશાઓના અનુભવે પણ સાબિત કરી દીધી છે. રશિયામાં અત્યંત પાશવી તથા પ્રત્યાઘાતી ઝારશાહીના જુલમની હાલતમાં પ્રગતિશીલ ચિંતન લગભગ અરધી સદીથી — ગઈ સદીના લગભગ પાંચમા દાયકાથી છેલ્લા દાયકા સુધી — ખરા ક્રાંતિકારી સિદ્ધાંતની તલાશ આતુરતાથી

કરતું રહ્યું હતું, અને યુરોપ તથા અમેરિકામાં એ ક્ષેત્રમાં વ્યકત થતા દરેક "છેલ્લા શબ્દ"નું અત્યંત ખંતથી સર્વાંગી પરીક્ષણ કરતું રહ્યું હતું. રશિયાએ માર્ક્સવાદ — એકમાત્ર ખરો ક્રાંતિકારી સિદ્ધાંત — અજોડ યાતના તથા બલિદાન, અજોડ ક્રાંતિકારી પરાક્રમ, અકલ્પનીય જોમ, નિષ્ઠાભરી તલાશ, અભ્યાસ, અમલી કસોટી, નિરાશા, ચકાસણી, અને યુરોપિયન અનુભવ જોડે સરખામણીની અરધી સદી દરમિયાન અનુભવેલી **વેદના** મારફત હાંસલ કર્યો હતો. ઝારશાહીએ જરૂરી બનાવી દીધેલા રાજકીય વિદેશવાસને કારણે ક્રાંતિકારી રશિયાએ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પારાવાર આંતરરાષ્ટ્રીય સંબંધો સ્થાપી લીધા હતા અને વિશ્વ ક્રાંતિકારી આંદોલનનાં રૂપો તથા સિદ્ધાંતો અંગે સરસ માહિતી મેળવી લીધી હતી. દુનિયાનો બીજો કોઈ દેશ એવા સંબંધો અને એવી માહિતી નહોતો ધરાવતો.

બીજી તરફ, સિદ્ધાંતના એવા સંગીન આધારે ઉદય પામેલા બોલ્શેવિઝમે અનુભવની સમૃદ્ધિની દૃષ્ટિએ આખી દુનિયામાં અજોડ અમલી ઈતિહાસનાં પંદર વર્ષ (૧૯૦૩-૧૭) પાર કર્યાં હતાં. એ પંદર વર્ષના ક્રાંતિકારી અનુભવને, આંદોલનનાં જુદાં જુદાં રૂપોની — કાનૂની તથા ગેરકાનૂની, શાંતિમય તથા ઝંઝાવાતી, ભોમભીતર તથા જાહેર, સ્થાનિક વર્તુળો તથા લોકવ્યાપી આંદોલનો, તેમ જ સંસદીય તથા ત્રાસવાદી રૂપોની — વેગીલી તથા વૈવિધ્યસભર પરંપરાને, મળતું આવે એવુંયે કશું બીજા કોઈ દેશમાં જોવામાં નહોતું આવ્યું. આધુનિક સમાજના **સઘળા** વર્ગોના સંઘર્ષનાં રૂપો, છાયાઓ, તથા તરીકાઓનો એવો ખજાનો એટલા ટૂંકા ગાળા દરમિયાન બીજા કોઈ પણ દેશમાં સંચિત નહોતો થયો. દેશની પછાત દશા તથા ઝારશાહીની કારમી ધૂંસરીને લીધે એ સંઘર્ષ અસાધારણ વેગે વિકાસ પામતો ગયો, અને અમેરિકન તથા યુરોપિયન રાજકીય અનુભવના સમુચિત "છેલ્લા શબ્દ"ને અત્યંત આતુરતાથી તેમ જ સફળતાથી અપનાવતો ગયો.

## ૩

## બોલ્શેવિઝમના ઈતિહાસના મુખ્ય તબક્કાઓ

ક્રાંતિની તૈયારીનાં વર્ષો (૧૯૦૩-૫). જબરદસ્ત તોફાનનાં એંધાણ દરેક ઠેકાણે વરતાઈ રહ્યાં હતાં. તમામ વર્ગો ખળભળાટ તથા તૈયારીની

હાલતમાં હતા. પરદેશોમાં રાજકીય વિદેશવાસીઓનાં અખબારોમાં ક્રાંતિની **સઘળી** મૂળભૂત સમસ્યાઓનાં સૈદ્ધાંતિક પાસાંની ચર્ચાઓ ચાલી રહી હતી. ત્રણ મુખ્ય વર્ગોના, ત્રણ મુખ્ય રાજકીય વહેણોના — ઉદારવાદી-મૂડીવાદી, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી ("સામાજિક-લોકશાહીવાદી" તથા "સામાજિક-ક્રાંતિકારી" બુરખાઓમાં[3]), અને સર્વહારા વર્ગીય ક્રાંતિકારી — પ્રતિનિધિઓએ કાર્યક્રમ તેમ જ કાર્યનીતિના સવાલો અંગે અત્યંત કારમો સંઘર્ષ ચલાવીને આગામી ખુલ્લા વર્ગસંઘર્ષની પૂર્વધારણા કરી લીધી હતી અને એ સંઘર્ષની તૈયારીઓ આરંભી દીધી હતી. ૧૯૦૫-૭ દરમિયાન અને ૧૯૧૭-૨૦ દરમિયાન લોકસમુદાયો જે જે સવાલો અંગે હથિયારબંધ સંઘર્ષ લડયા હતા તે તમામ સવાલોના બિજાંકુર રૂપોનો અભ્યાસ આ ગાળાનાં અખબારોમાંથી થઈ શકે એમ છે (અને થવો જોઈએ). એ ત્રણ મુખ્ય વહેણોમાં સંખ્યાબંધ મધ્યવર્તી, સંક્રમણનાં, તથા અસ્પષ્ટ રૂપો બેશક સામેલ હતાં. એમ કહેવું વધારે ખરું ગણાશે કે ખરેખર વર્ગીય સ્વરૂપ ધરાવતાં રાજકીય તથા વૈચારિક વહેણો અખબારોના, પાર્ટીઓના, જૂથોના, તથા સમૂહોના સંઘર્ષમાં સ્પષ્ટ રીતે વ્યકત થઈ ગયાં. વર્ગો આગામી લડાઈઓ માટે જરૂરી રાજકીય તથા વૈચારિક હથિયારો ઘડી રહ્યા હતા.

ક્રાંતિનાં વર્ષો (૧૯૦૫-૭). તમામ વર્ગો છડેચોક બહાર આવી ગયા. સઘળા કાર્યક્રમ સંબંધી તથા કાર્યનીતિ સંબંધી વિચારોને લોકસમુદાયોનાં કદમોની કસોટીએ ચડાવવામાં આવ્યા. હડતાલ સંઘર્ષની વ્યાપકતા તથા તીવ્રતાનો જોટો આખી દુનિયામાં બીજે ક્યાંય જોવા મળે એમ નહોતો. આર્થિક હડતાલ વિકસીને રાજકીય હડતાલ બની ગઈ અને આગળ જતાં વિદ્રોહમાં પલટાઈ ગઈ. આગેવાની કરનારા સર્વહારા વર્ગ અને દોરવામાં આવતી ઢચુપચુ તથા અસ્થિર કિસાનપ્રજા વચ્ચેના સંબંધોને અમલની કસોટીએ ચડાવવામાં આવ્યા. આપમેળે વિકસી રહેલા સંઘર્ષ દરમિયાન સંઘટનાનું સોવિયેત રૂપ અસ્તિત્વમાં આવ્યું[4]. એ જમાનામાં સોવિયેતોના મહત્ત્વ અંગે થયેલા વાદવિવાદોએ ૧૯૧૭-૨૦ના કપરા સંઘર્ષની પૂર્વભૂમિકા તૈયાર કરી. સંઘર્ષનાં સંસદીય તથા બિનસંસદીય રૂપો તેમ જ સંસદના બહિષ્કારની તથા સંસદમાં ભાગ લેવાની કાર્યનીતિઓ, સંઘર્ષનાં કાનૂની તથા ગેરકાનૂની રૂપો, અને તેમના આંતરસંબંધો તથા જોડાણો — એ સર્વમાં અંતરાર્થની અસાધારણ સમૃદ્ધિ ભરેલી હતી. એકસરખી રીતે લોકસમુદાયો તથા આગેવાનોને, વર્ગો તથા પાર્ટીઓને, રાજકીય વિજ્ઞાનનાં મૂળતત્ત્વો શીખવવાની

બાબતમાં એ ગાળાનો દરેક મહિનો "શાંતિમય" તથા "બંધારણીય" વિકાસના આખા વર્ષ સમાન હતો. ૧૯૦૫ના "સર્વાંગી પૂર્વપ્રયોગ" વગર ૧૯૧૭માં ઑક્ટોબર ક્રાંતિનો વિજય અશક્ય બની ગયો હોત.

પ્રત્યાઘાતનાં વર્ષો (૧૯૦૭-૧૦). ઝારશાહીએ ફતેહ હાંસલ કરી લીધી. તમામ ક્રાંતિકારી તથા વિરોધી પાર્ટીઓ છિન્નભિન્ન થઈ ગઈ. રાજકારણનું સ્થાન નિરુત્સાહ, હતાશા, ફાટફૂટ, કુસંપ, ભાગેડુપણું, તથા અશ્લીલતાએ લઈ લીધું. દાર્શનિક આદર્શવાદની દિશામાં નિરંતર વધતો જતો ઝોક નજરે પડવા લાગ્યો, રહસ્યવાદ પ્રતિક્રાંતિકારી લાગણીઓને ઢાંકવાનો બુરખો બની ગયો. પરંતુ સાથે સાથે જ, એ કારમા પરાજયે ક્રાંતિકારી પાર્ટીઓ તથા ક્રાંતિકારી વર્ગને વાસ્તવિક તથા બહુ ઉપયોગી બોધપાઠ આપ્યો, ઐતિહાસિક દ્વંદ્વાત્મકતાનો પાઠ શીખવ્યો, રાજકીય સંઘર્ષના મર્મનો તેમ જ એ સંઘર્ષ લડવાની કલા તથા વિજ્ઞાનનો પાઠ શીખવ્યો. દોસ્તોની પરીક્ષા સંકટની વેળાએ જ થાય. પરાજિત સૈન્યો સરસ તાલીમ પામે.

વિજયી ઝારશાહીને રશિયામાં મૂડીવાદ પૂર્વેની પિતૃસત્તાક જીવનરીતિના અવશેષોનો ખાતમો ઝડપી બનાવવો પડયો. દેશનો મૂડીવાદી વિકાસ વેગીલો બની ગયો. વર્ગીય ભેદોથી અળગા અને પર રહેતા ભ્રમો, મૂડીવાદથી બચી રહેવાની શક્યતા સંબંધી ભ્રમો, વેરણછેરણ થઈ ગયા. વર્ગસંઘર્ષ સાવ નવી અને વધારે સ્પષ્ટ રીતે વ્યકત થયો.

ક્રાંતિકારી પાર્ટીઓએ પોતાની કેળવણી પૂરી કરી લેવાની હતી. તેમણે હુમલો કરતાં શીખી લીધું હતું. હવે તેમણે સમજણ હાંસલ કરી લેવાની હતી કે એ જ્ઞાનમાં સુવ્યવસ્થિત પીછેહઠની આવડત ઉમેરી લેવાનું આવશ્યક છે. તેમણે સમજી લેવાનું હતું—અને ક્રાંતિકારી વર્ગ આ બાબતને કટુ અનુભવ મારફત જ સમજે છે—કે સરખી રીતે હુમલો કરતાં તેમ જ પીછેહઠ કરતાં શીખી લીધા વગર વિજય અશક્ય છે. તમામ પરાજિત વિરોધી તથા ક્રાંતિકારી પાર્ટીઓમાંથી માત્ર બોલ્શેવિકો જ સૌથી વધારે સુવ્યવસ્થિત રીતે પીછેહઠ કરી શક્યા હતા, તેમના "દળ"ને સૌથી ઓછી ખુવારી વેઠવી પડી હતી અને તેનો કેંદ્રભાગ સરસ રીતે જળવાઈ રહ્યો હતો, તેમની અંદર ફાટફૂટ સૌથી ઓછી (ઊંડાણ તથા અસાધ્યતાની દૃષ્ટિએ) થઈ હતી, તેમની અંદર હતાશા સૌથી ઓછી ફેલાઈ હતી, અને તેઓ વધારેમાં વધારે બહોળા પાયા ઉપર તેમ જ વધારેમાં વધારે ખરી તથા

જોમદાર રીતે કાર્ય ફરી શરૂ કરી દેવા સૌથી સારી હાલતમાં હતા. બોલ્શેવિકો એવી સિદ્ધિ કેવળ એ કારણે જ હાંસલ કરી શક્યા કે તેમણે ક્રાંતિકારી વાણીશૂરાઓને બેરહમીથી ઉઘાડા પાડયા તથા કાઢી મૂક્યા—એ વાણીશૂરાઓ સમજવા જ નહોતા માગતા કે પીછેહઠ કરવી પડે એમ છે, પીછેહઠ કરતાં શીખી લેવાનું છે, અત્યંત પ્રત્યાઘાતી સંસદોમાં તેમ જ અત્યંત પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનો, સહકારી તથા વીમા સંસ્થાઓ, અને એવાં જ બીજાં સંગઠનોમાં કાયદેસર રીતે કાર્ય કરતાં અચૂક શીખી લેવાનું છે.

પુનરુદયનાં વર્ષો (૧૯૧૦-૧૪). શરૂઆતમાં પ્રગતિ માન્યામાં ન આવે એટલી ધીમી હતી, પરંતુ પછી ૧૯૧૨ની લેના ઘટનાઓને[5] પગલે પગલે તે થોડીઘણી વધારે વેગીલી બની. બોલ્શેવિકોએ અપૂર્વ મુશ્કેલીઓને પહોંચી વળીને મેન્શેવિકોને પાછળ હઠાવી દીધા—કામદાર આંદોલનની અંદર મૂડીવાદના દલાલો તરીકેની મેન્શેવિકોની ભૂમિકાને ૧૯૦૫ પછી આખા મૂડીદાર વર્ગે સાફ સમજી લીધી હતી અને એટલે મૂડીદાર વર્ગ બોલ્શેવિકોની સામે તેમને હજાર હજાર રીતે ટેકો આપી રહ્યો હતો. પરંતુ બોલ્શેવિકોએ ગેરકાયદેસર પ્રવૃત્તિની જોડે "કાનૂની શક્યતાઓ"ના અચૂક ઉપયોગનો સમન્વય સાધવાની ખરી કાર્યનીતિ ન અપનાવી હોત તો તેમને સફળતા કદી ન જ મળી હોત. કટ્ટર પ્રત્યાઘાતી દૂમાની[6] ચૂંટણીમાં બોલ્શેવિકોને કામદાર વિસ્તારોમાંથી પૂરો ટેકો મળ્યો.

પ્રથમ સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૭). અત્યંત પ્રત્યાઘાતી "સંસદ"માં કાનૂની સંસદીય પ્રવૃત્તિ બોલ્શેવિકો માટે, ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટી માટે, ખૂબ જ ઉપયોગી બની રહી. બોલ્શેવિક પ્રતિનિધિઓને હદપાર કરીને સાઇબિરિયા મોકલી દેવામાં આવ્યા[7]. રૂસી વિદેશવાસીઓનાં અખબારોમાં સામાજિક-સામ્રાજ્યવાદ, સામાજિક-અંધરાષ્ટ્રવાદ, સામાજિક-દેશાભિમાન, અસંગત તથા સુસંગત આંતરરાષ્ટ્રવાદ, શાંતિવાદ, તેમ જ શાંતિવાદી ભ્રમોના ક્રાંતિકારી ખંડનની તમામ છાયાઓ પૂરેપૂરી વ્યકત થઈ. રશિયન સમાજવાદી આંદોલનમાં "જૂથો"ની રેલમછેલ અને તેમની અંદર ચાલતો આકરો સંઘર્ષ જોઈને બીજી ઇન્ટરનેશનલના પંડિત મૂરખાઓ તેમ જ ઘરડી બાઈઓ ઘમંડથી તથા ધૃણાથી નાક ચડાવતાં હતાં, પરંતુ તેઓ જેનાં બણગાં ફૂંકતાં હતાં તે "કાયદેસરતા" યુદ્ધ દરમિયાન **તમામ** ઉન્નત દેશોમાં છીનવાઈ ગઈ ત્યારે, સ્વિટ્ઝરલૅંડમાં તથા બીજા કેટલાય દેશોમાં રશિયન ક્રાંતિકારીઓ વિચારોની જેટલી મુકત (ગેરકાનૂની) આપલે તથા

ખરા વિચારોનો જેટલો મુકત (ગેરકાનૂની) વિકાસ સાધી શક્યા હતા એટલીયે સંઘટના તેઓ નહોતા સાધી શક્યા. એટલે જ, બધા દેશોના કટ્ટર સામાજિક-દેશાભિમાનીઓ તેમ જ "કાઉત્સ્કીપંથીઓ" સર્વહારા વર્ગના બદતરીન દ્રોહીઓ સાબિત થઈ ગયા. બોલ્શેવિઝમ ૧૯૧૭-૨૦માં વિજય હાંસલ કરી શક્યો તેનાં મુખ્ય કારણોમાંનું એક એ હતું કે ૧૯૧૪ના અંતથી તે સામાજિક-અંધરાષ્ટ્રવાદ તથા "કાઉત્સ્કીપંથ"ની (ફ્રાંસમાં લોંગેપંથ [8], બ્રિટનમાં ફેબિયનો [9] તથા સ્વતંત્ર કામદાર પાર્ટીના [10] આગેવાનોના વિચારો, ઇટાલીમાં તુરાતીના વિચારો, વગેરે જેને મળતા આવે છે) અધમતા, હલકટતા, તથા નીચતાને બેરહમ રીતે ઉઘાડી પાડતો રહ્યો છે, તેના પરિણામે લોકસમુદાયોને બોલ્શેવિકોના વિચારોની યથાર્થતાની વધારે ને વધારે ખાતરી પોતાના અનુભવ મારફત થતી રહી છે.

રશિયામાં બીજી ક્રાંતિ (ફેબ્રુઆરીથી ઑકટોબર, ૧૯૧૭). ઝારશાહીના જરાગ્રસ્ત અને કાલગ્રસ્ત સ્વરૂપને લીધે તેની સામે અકલ્પનીય વિનાશક શકિત પેદા થઈ ગઈ હતી (બેહદ પીડાકારી યુદ્ધના ફટકાઓ તથા હાડમારીઓની મદદના આધારે). રશિયા થોડા દિવસોની અંદર જ દુનિયાના બીજા કોઈ દેશ કરતાં વધારે મુકત—યુદ્ધના સંજોગોમાં—લોકશાહી મૂડીવાદી પ્રજાસત્તાકમાં પલટાઈ ગયું હતું. મોટા ભાગનાં "પાકાં સંસદીય" પ્રજાસત્તાકોમાં બનતું હોય છે એવી જ રીતે વિરોધી તથા ક્રાંતિકારી પાર્ટીઓના આગેવાનો સરકારની રચના કરવા લાગ્યા. સંસદમાં—વધારેમાં વધારે પ્રત્યાઘાતી સંસદમાંયે—કોઈ માણસનું વિરોધી પાર્ટીના આગેવાન તરીકેનું સ્થાન ક્રાંતિમાં એવા આગેવાન તરીકેની તેની ભાવિ ભૂમિકા **સરળ બનાવતું હતું**.

બીજી ઇન્ટરનેશનલના યુરોપિયન શૂરવીરો, પ્રધાનમંડળપંથીઓ [11], તથા બીજા તકવાદી કચરાપૂંજાના તરીકાઓ તથા રીતભાત તેમ જ દલીલો તથા કુતર્કને મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓએ થોડાંક અઠવાડિયાંની અંદર જ પૂરેપૂરાં અપનાવી લીધાં. હવે આપણને શેઇદેમાનો તથા નોસ્કેઓ, કાઉત્સ્કી તથા હીલ્ફરડિંગ, રેનર તથા ઑસ્ટેરલિટ્ઝ, ઓટો બાઉએર તથા ફ્રેડરિક એડલર, તુરાતી તથા લોંગે, તેમ જ ફેબિયનો તથા બ્રિટનની સ્વતંત્ર કામદાર પાર્ટીના આગેવાનો વિશે જે કંઈ વાંચવા મળે છે તે બધું કોઈ જાણીતી અને જૂની વાતના કંટાળાજનક પુનરાવર્તન જેવી, પુનરુચ્ચારણ જેવી, લાગે છે (અને ખરેખર છે જ). એ બધું આપણે મેન્શેવિકોના

દાખલામાં જોઈ ચૂક્યા છીએ. ઈતિહાસે ટોળ કરીને પછાત દેશના તકવાદીઓને કેટલાય ઉન્નત દેશોમાં તકવાદીઓના અગ્રદૂતો બનાવી દીધા.

બીજી ઈન્ટરનેશનલના બધા શૂરવીરોએ સોવિયેતોની ભૂમિકા તથા સોવિયેત શાસનના મહત્ત્વ સંબંધી સવાલ બાબે દેવાળાં કાઢયાં છે તથા પોતાની આબરૂના કાંકરા કરી નાખ્યા છે, બીજી ઈન્ટરનેશનલમાંથી હવે નીકળી ગયેલી ત્રણ બહુ મહત્ત્વની પાર્ટીઓના (એટલે કે જર્મન સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી[12], ફ્રેંચ લોંગેપંથીઓ, તથા બ્રિટિશ સ્વતંત્ર કામદાર પાર્ટીના) આગેવાનો આ સવાલના સંબંધમાં "તદ્દન" બેઆબરૂ બની ગયા છે તથા ગૂંચવણમાં અટવાઈ ગયા છે, એ સૌએ પોતાને નિમ્ન-મૂડીવાદી લોકશાહીના પૂર્વગ્રહોના ગુલામો તરીકે (પોતાને "સામાજિક-લોકશાહીવાદીઓ" કહેવડાવનારા ૧૮૪૮ના નિમ્ન-મૂડીવાદીઓની જ પૂરી ભાવનાથી) જાહેર કરી દીધા છે, પરંતુ **આ બધું** તો આપણે મેન્શેવિકોના દાખલામાં **પહેલેથી જ** જોઈ ચૂક્યા છીએ. ઈતિહાસે એવો ટોળ કર્યો કે ૧૯૦૫માં રશિયામાં સોવિયેતો અસ્તિત્વમાં આવી ગઈ, ૧૯૧૭ના ફેબ્રુઆરીથી ઑક્ટોબર સુધી મેન્શેવિકોએ તેમનો ખોટો ઉપયોગ કર્યો અને સોવિયેતોની ભૂમિકા તથા મહત્ત્વ સમજવાની અશકિતને લીધે તેઓ દેવાળિયા સાબિત થઈ ગયા, અને હવે સોવિયેત સત્તાનો ખ્યાલ **આખી દુનિયામાં** ઉદય પામ્યો છે તથા બધા દેશોના સર્વહારાઓની અંદર અસાધારણ વેગે ફેલાઈ રહ્યો છે. આપણા મેન્શેવિકોની જેમ જ, બીજી ઈન્ટરનેશનલના જૂના શૂરવીરો પણ, સોવિયેતોની ભૂમિકા તથા મહત્ત્વ સમજવાની અશકિતને લીધે, **દરેક ઠેકાણે** દેવાળાં કાઢવા લાગ્યા છે. અનુભવે સાબિત કરી દીધું છે કે સર્વહારા વર્ગીય ક્રાંતિના અમુક બહુ મહત્ત્વના સવાલોના સંબંધમાં રશિયાએ જે કર્યું છે તે **બધા** દેશોને અનિવાર્ય રીતે કરવું જ પડશે.

હાલ યુરોપ તથા અમેરિકામાં ઘણી વાર જોવા મળતા વિચારોથી ઊલટું, બોલ્શેવિકોએ સંસદીય તથા (હકીકતમાં) મૂડીવાદી પ્રજાસત્તાક સામેનો તેમ જ મેન્શેવિકો સામેનો વિજયી સંઘર્ષ બહુ સાવચેતીથી શરૂ કર્યો હતો, અને એ સંબંધમાં તેમની તૈયારીઓ કોઈ રીતે સાદી નહોતી જ. ઉલ્લેખિત ગાળાના આરંભમાં આપણે સરકારને ઉથલાવી પાડવાની હાકલ **નહોતી** કરી પરંતુ સમજાવ્યું હતું કે પહેલાં સોવિયેતોની સંઘટના તથા મિજાજમાં પલટો આણ્યા વગર સરકારને ઉથલાવી પાડવાનું અશક્ય છે. આપણે મૂડીવાદી સંસદના,

બંધારણસભાના, બહિષ્કારની ઘોષણા નહોતી કરી પરંતુ જણાવ્યું હતું — અને આપણી પાર્ટીના એપ્રિલ (૧૯૧૭) સંમેલન પછી પાર્ટીના નામે સત્તાવાર રીતે જાહેર કરવા લાગ્યા હતા — કે બંધારણસભા ધરાવતું મૂડીવાદી પ્રજાસત્તાક બંધારણસભા વગરના મૂડીવાદી પ્રજાસત્તાક કરતાં બહેતર છે ખરું, પરંતુ "કામદારો તથા કિસાનોનું પ્રજાસત્તાક", સોવિયેત પ્રજાસત્તાક, કોઈ પણ મૂડીવાદી-લોકશાહીવાદી, સંસદીય પ્રજાસત્તાક કરતાં બહેતર છે. એવી સર્વાંગી, સાવધાનીભરી, કાળજીભરી, તથા લાંબી તૈયારીઓ વગર આપણે ૧૯૧૭ના ઑક્ટોબરમાં વિજય હાંસલ ન કરી શક્યા હોત, વિજયને દૃઢ ન બનાવી શક્યા હોત.

## ૪

## કામદાર આંદોલનની ભીતરના કયા કયા દુશ્મનો સામેના સંઘર્ષ દરમિયાન બોલ્શેવિઝમ વિકાસ પામ્યો, તાકાતવાન બન્યો, અને ઘડાઈને પોલાદી બની ગયો?

પહેલી અને મુખ્ય વાત તો એ કે તકવાદ સામેના સંઘર્ષમાં. તકવાદ વિકાસ પામીને ૧૯૧૪માં ચોક્કસ રૂપે સામાજિક-અંધરાષ્ટ્રવાદ બની ચૂક્યો હતો અને ચોક્કસ રૂપે સર્વહારા વર્ગની વિરુદ્ધ મૂડીદાર વર્ગને પક્ષે હતો. તે સ્વાભાવિક રીતે જ કામદાર આંદોલનમાં બોલ્શેવિઝમનો મુખ્ય દુશ્મન હતો. આંતરરાષ્ટ્રીય પાયા ઉપર તે હજુ મુખ્ય દુશ્મન તરીકે કાયમ છે. બોલ્શેવિકો એ દુશ્મનની બાબતમાં વધારેમાં વધારે ધ્યાન રાખતા રહ્યા છે અને રાખે છે. બોલ્શેવિકોની પ્રવૃત્તિઓનું આ પાસું હવે તો પરદેશોમાં પણ સારી પેઠે જાણીતું છે.

પરંતુ કામદાર આંદોલનમાં બોલ્શેવિઝમના બીજા દુશ્મનની વાત જુદી હતી. પરદેશોમાં સાવ અપૂરતી જાણકારી છે કે બોલ્શેવિઝમ **નિમ્ન-મૂડીવાદી ક્રાંતિપંથની** વિરુદ્ધ અનેક વર્ષોના સંઘર્ષ દરમિયાન વિકાસ પામ્યો હતો, સુઘટિત બન્યો હતો, પોલાદી બની ગયો હતો. નિમ્ન-મૂડીવાદી ક્રાંતિપંથ અરાજકતાવાદની ગંધ મારે છે, અથવા તેમાંથી કશુંક અપનાવે છે, અને સુસંગત સર્વહારા વર્ગીય સંઘર્ષની શરતો તથા જરૂરિયાતો સંબંધી તમામ આવશ્યક બાબતોમાં ઓછો ઊતરે છે. માર્ક્સવાદીઓ માટે પાકે પાયે સ્થાપિત થઈ ચૂકેલું છે — અને

તમામ યુરોપિયન ક્રાંતિઓ તથા ક્રાંતિકારી આંદોલનોના અનુભવે પૂરેપૂરું સાબિત કરી દીધું છે—કે મૂડીવાદી સમાજમાં હંમેશાં જુલમ વેઠતો અને ઘણી ઘણી વાર જિંદગીના સંજોગોમાં બેહદ આકરા તથા ઝડપી બગાડાનો તથા પાયમાલી સુદ્ધાંનો ભોગ બનતો છોટો મિલકતદાર, નાનો માલિક (ઘણા યુરોપિયન દેશોમાં બહુ વિસ્તૃત, વ્યાપક પાયા પર અસ્તિત્વ ધરાવતો સામાજિક સ્તર), સહેલાઈથી ક્રાંતિકારી અંતિમતાઓમાં પહોંચી જાય છે, પરંતુ તેનામાં ખંત, સંઘટના, શિસ્ત, તથા અડગતાના ગુણો નથી હોતા. મૂડીવાદની ભયાનકતાઓ જોઈને "ઝનૂને ચડી જતો" નિમ્ન-મૂડીવાદી એવી સામાજિક પરિઘટના અંકિત કરે છે જે અરાજકતાવાદની જેમ જ તમામ મૂડીવાદી દેશોમાં લાક્ષણિક છે. એવા ક્રાંતિપંથની અસ્થિરતા, નિર્માલ્યતા, અને તેની તાબે થઈ જવાની, ઉદાસીન બની જવાની, ભ્રાંતિઓમાં અટવાઈ જવાની, તથા એક યા બીજી મૂડીવાદી ધૂન પ્રત્યે "વ્યાકુળતાભરી" આસક્તિ સુદ્ધાંની વૃત્તિ—એ બધું તો સૌને જાણીતું છે. પરંતુ એ તથ્યોની સૈદ્ધાંતિક અથવા અમૂર્ત સ્વીકૃતિ ક્રાંતિકારી પાર્ટીઓને પુરાણી ગલતીઓથી છુટકારો જરાય નથી અપાવતી. એ પુરાણી ગલતીઓ અણધાર્યા પ્રસંગોએ, અગાઉ અણજાણ્યા વાઘા કે વાતાવરણમાં, થોડાઘણા પ્રમાણમાં નવાં રૂપો ધારણ કરીને, અસાધારણ—ઓછેવત્તે અંશે અસાધારણ—પરિસ્થિતિમાં હંમેશાં ફૂટી નીકળતી રહે છે.

અરાજકતાવાદ ઘણી વાર કામદાર આંદોલનનાં તકવાદી પાપોની એક જાતની સજા અંકિત કરતો રહ્યો છે. આ બે વિકૃતિઓ એકબીજીની પૂરક છે. અને રશિયામાં (બીજા યુરોપિયન દેશોની સરખામણીએ રશિયાની વસતિની વધારે નિમ્ન-મૂડીવાદી સંઘટના છતાં) બે ક્રાંતિઓ (૧૯૦૫ની અને ૧૯૧૭ની) દરમિયાન તેમ જ એ ક્રાંતિઓની તૈયારીઓ દરમિયાન અરાજકતાવાદની અસર નજીવી હતી તેનો યશ અમુક અંશે બેશક બોલ્શેવિઝમને મળવો જોઈએ કારણ કે તે હંમેશાં તકવાદની સામે એકદમ બેરહમ તથા કટ્ટર સંઘર્ષ લડતો રહ્યો છે. હું "અમુક અંશે" કહું છું તેનું કારણ છે—રશિયામાં અરાજકતાવાદની અસરને નબળી પાડી દેવામાં એથીયે વધારે મહત્ત્વની ભૂમિકા ભજવનારો સંજોગ એવો હતો કે ભૂતકાળમાં (ઓગણીસમી સદીના આઠમા દાયકામાં) અરાજકતાવાદ અતિશય વિકસી ગયો હતો અને તેનું તદ્દન ગલત ધોરણ, માર્ગદર્શક સિદ્ધાંત તરીકે ક્રાંતિકારી વર્ગની સેવા બજાવવાની તેની નાલાયકી, જાહેર થઈ ચૂકેલાં હતાં.

બોલ્શેવિઝમ ૧૯૦૩માં અસ્તિત્વમાં આવ્યો ત્યારે તેણે નિમ્ન-મૂડીવાદી, અર્ધ-અરાજકતાવાદી (અથવા અરાજકતાવાદનો છેડો ઝાલીને ચાલનારા) ક્રાંતિપંથની સામે કટ્ટર સંઘર્ષ લડવાની પરંપરા પોતાને હસ્તક લઈ લીધી. એ પરંપરા ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદમાં હંમેશાં અસ્તિત્વમાં રહી હતી અને રશિયામાં ક્રાંતિકારી સર્વહારા વર્ગની લોકવ્યાપી પાર્ટીના પાયા નખાઈ રહ્યા હતા ત્યારે, ૧૯૦૦-૦૩નાં વર્ષો દરમિયાન, આપણા દેશમાં ખાસ મજબૂત બની ગઈ હતી. નિમ્ન-મૂડીવાદી ક્રાંતિપંથની વૃત્તિઓ બીજી કોઈ પાર્ટી કરતાં વધારે વ્યકત કરનારી પાર્ટી, એટલે કે "સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટી", સામેનો સંઘર્ષ બોલ્શેવિઝમે પોતાને હસ્તક લઈને ચાલુ રાખ્યો અને ત્રણ મુખ્ય સવાલો ઉપર કેંદ્રિત કર્યો. એક — માર્ક્સવાદને નકારી કાઢતી એ પાર્ટી, કોઈ પણ જાતનું રાજકીય કદમ ઉઠાવતાં પહેલાં વર્ગ પરિબળોના એકદમ વસ્તુગત મૂલ્યાંકન તથા તેમની ગોઠવણીની આવશ્યકતાને સમજવાનો, હઠીલાઈથી ઇનકાર કરતી હતી (અથવા એમ કહેવું વધારે ખરું ગણાશે કે સમજવા અશકત હતી). બે — એ પાર્ટી પોતાને ખાસ "ક્રાંતિકારી", અથવા "ઉદ્દામ", ગણતી હતી કારણ કે તે વ્યકિતગત ત્રાસવાદને, હત્યાનાં કૃત્યોને, માન્યતા આપતી હતી — પરંતુ આપણે માર્ક્સવાદીઓ એવાં કૃત્યોને ભારપૂર્વક નકારી કાઢતા હતા. અમે તો બેશક માત્ર સમયોચિતતાના આધારે જ વ્યકિતગત ત્રાસવાદને નકારતા હતા, પરંતુ મહાન ફ્રેંચ ક્રાંતિના ત્રાસને અથવા, સામાન્ય રીતે, આખી દુનિયાના મૂડીદાર વર્ગના ઘેરામાં સપડાઈ ગયેલી વિજયી ક્રાંતિકારી પાર્ટી તરફથી ત્રાસના ઉપયોગને "સિદ્ધાંતની દૃષ્ટિએ" વખોડી કાઢવાનું ડહાપણ દેખાડનારા લોકોની પ્લેખાનોવે ૧૯૦૦-૦૩ દરમિયાન, તે માર્ક્સવાદી તથા ક્રાંતિકારી હતો ત્યારે, હાંસી ઉડાવી હતી અને તેમની ઉપર તુચ્છકાર વરસાવ્યો હતો. ત્રણ — "સમાજવાદી-ક્રાંતિકારીઓ" જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનાં પ્રમાણમાં નજીવાં તકવાદી પાપોની હાંસી ઉડાવવાની બાબતને બહુ "ઉદ્દામ" ગણતા હતા, પરંતુ તેઓ પોતે જ એ પાર્ટીના અત્યંત તકવાદીઓની નકલ કરતા હતા, દાખલા તરીકે જમીનના સવાલ બાબે અથવા સર્વહારા વર્ગની સરમુખત્યારીના સવાલ બાબે.

અહીંયાં ઉલ્લેખ કરી લઈએ કે આપણે જેની હિમાયત હંમેશાં કરતા રહ્યા છીએ એ અભિપ્રાયને ઇતિહાસે હવે વિશાળ તથા વિશ્વવ્યાપી ઐતિહાસિક પાયા ઉપર પુષ્ટિ આપી છે — અર્થાત્ એવા ધોરણને કે જર્મન

**ક્રાંતિકારી** સામાજિક-લોકશાહીવાદ (નોંધ લેવામાં આવે કે છેક ૧૯૦૦-૦૩ દરમિયાન પ્લેખાનોવે બર્નસ્ટાઇનને પાર્ટીમાંથી કાઢી મૂકવાની માંગ ઉઠાવી હતી, અને એ પરંપરાને સદા ચાલુ રાખનારા બોલ્શેવિકોએ ૧૯૧૩માં લેગિનની[13] અધમતા, હલકટતા, તથા દગાખોરીને ઉઘાડી પાડી હતી), ક્રાંતિકારી સર્વહારા વર્ગને વિજય હાંસલ કરવા માટે જરૂરી પાર્ટીને, **વધારેમાં વધારે મળતો આવતો હતો**. આજે, ૧૯૨૦માં, યુદ્ધના સમયની તેમ જ આરંભનાં યુદ્ધોત્તર વર્ષોની નામોશીભરી નિષ્ફળતાઓ તથા કટોકટીઓ પછી, સાફ જોઈ શકાય છે કે પશ્ચિમની બધી પાર્ટીઓમાંથી જર્મન ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓએ સર્વોત્તમ આગેવાનો મોખરે આણ્યા છે, અને બીજાઓ કરતાં વધારે ઝડપથી સ્થિતિ સુધારી લીધી છે તથા નવી તાકાત હાંસલ કરી લીધી છે. આ હકીકત સ્પાર્ટાકસવાદીઓની[14] બાબતમાં તેમ જ "જર્મન સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી"ની ઉદ્દામ, સર્વહારા વર્ગીય પાંખ કે જે કાઉત્સ્કીઓ, હીલ્ફરડિંગો, લેદેબૂરો, તથા ક્રિસપિનોના તકવાદ તથા નાકૌવતી સામે અવિરત સંઘર્ષ લડી રહી છે તેની બાબતમાં નજરે પડે છે. હવે આપણે પૂરા ઐતિહાસિક ગાળા ઉપર, અર્થાત્ પેરિસ કોમ્યુનથી[15] લઈને પ્રથમ સમાજવાદી સોવિયેત પ્રજાસત્તાક સુધીના સમય ઉપર, નજર ફેરવી લઈએ તો આપણને જોવા મળશે કે સામાન્ય રૂપે અરાજકતાવાદની વિરુદ્ધ માર્ક્સવાદનું વલણ તદ્દન ચોક્કસ તથા અમુક રીતે વરતાઈ આવે છે. આખરી પૃથક્કરણમાં માર્ક્સવાદ ખરો સાબિત થઈ ગયો, અને રાજ્યના સંબંધમાં મોટા ભાગની સમાજવાદી પાર્ટીઓની અંદર પ્રવર્તિત તકવાદી વિચારો પ્રત્યે અરાજકતાવાદીઓએ સમુચિત નિર્દેશ કર્યો હોવા છતાં કહેવું જ પડે કે એક—એ તકવાદ રાજ્યના સંબંધમાં માર્ક્સના વિચારોને વિકૃત બનાવી દેવાના તથા જાણી જોઈને દબાવી દેવાનાયે કૃત્ય સાથે (મારા 'રાજ્ય અને ક્રાંતિ' નામક પુસ્તકમાં મેં નિર્દેશ કર્યો છે કે રાજ્યના સંબંધમાં સમકાલીન સામાજિક-લોકશાહીવાદી વિચારોમાં સમાયેલા તકવાદને એંગેલ્સે જે પત્રમાં[16] ખાસ સચોટ, ઝળકતી, વેધક, તથા સીધી રીતે ઉઘાડો પાડયો હતો તેને બેબેલે છત્રીસ વરસ સુધી, ૧૮૭૫થી ૧૯૧૧ સુધી, દબાવી રાખ્યો હતો) સંકળાયેલો હતો, અને બે—યુરોપ તથા અમેરિકાની સમાજવાદી પાર્ટીઓમાંનાં સૌથી વધારે માર્ક્સવાદી વહેણોની અંદર એવા તકવાદી વિચારોને સુધારી લેવાનું તેમ જ સોવિયેત સત્તાને તથા મૂડીવાદી સંસદીય લોકશાહીની સરખામણીએ તેના ચડિયાતા સ્વરૂપને

માન્યતા આપવાનું કામ અત્યંત ઝડપથી તથા વિસ્તૃત રીતે થયું હતું.

બોલ્શેવિઝમ તરફથી ખુદ પોતાની પાર્ટીની અંદર "ઉગ્રવાદી" ફાંટાઓની વિરુદ્ધ લડવામાં આવતા સંઘર્ષે બે પ્રસંગોએ ખાસ બહોળાં પ્રમાણો ધારણ કરી લીધાં હતાં: ૧૯૦૮માં અત્યંત પ્રત્યાઘાતી "સંસદ"માં તેમ જ અત્યંત પ્રત્યાઘાતી કાનૂનોના પાશમાં જકડાયેલાં કાયદેસર કામદાર મંડળોમાં ભાગ લેવાના સવાલ અંગે, અને ફરી વાર ૧૯૧૮માં (બ્રેસ્ત-લિતોવ્સ્ક સુલેહના[17] સમયે) આ કે તે "તડજોડ"ની છૂટના સવાલ અંગે.

૧૯૦૮માં "ઉગ્રવાદી" બોલ્શેવિકોને, અત્યંત પ્રત્યાઘાતી "સંસદ"માં ભાગ લેવાની આવશ્યકતા સમજવાનો હઠીલાઈથી ઈનકાર કરવા બદલ, આપણી પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા[18]. "ઉગ્રવાદીઓએ"— તેમની અંદર ઘણા એવા તેજસ્વી ક્રાંતિકારીઓ હતા કે જે આગળ જતાં કોમ્યુનિસ્ટ પાર્ટીના ઉદાહરણીય સભ્યો બની રહ્યા હતા (અને હજુ છે)— ૧૯૦૫ના બહિષ્કારના સફળ અનુભવને પોતાના ધોરણનો ખાસ આધાર બનાવ્યો હતો. ૧૯૦૫ના ઑગસ્ટમાં ઝારે સલાહકારી "સંસદ"[19] ભરવાની ઘોષણા કરી ત્યારે બોલ્શેવિકોએ તમામ વિરોધી પાર્ટીઓ તથા મેન્શેવિકોના ધોરણનો સામનો કરીને તેના બહિષ્કારની ઘોષણા કરી હતી, અને એ "સંસદ" વાસ્તવમાં ૧૯૦૫ના ઑક્ટોબરની ક્રાંતિના[20] પૂરમાં તણાઈ ગઈ હતી. એ વખતે બહિષ્કારનું ધોરણ ખરું સાબિત થયું હતું, પરંતુ એ કારણે નહિ કે પ્રત્યાઘાતી સંસદોમાં ભાગ ન લેવાનું ધોરણ સામાન્ય રીતે ખરું હોય, તેનું કારણ તો એ હતું કે આપણે વાસ્તવિક પરિસ્થિતિનું મૂલ્યાંકન એકદમ સાચી રીતે કર્યું હતું, એ વખતે વાસ્તવિક પરિસ્થિતિ એવી દિશામાં આગળ ધપી રહી હતી કે વ્યાપક હડતાલોનો વિકાસ પહેલાં રાજકીય હડતાલમાં, પછી ક્રાંતિકારી હડતાલમાં, અને છેલ્લે વિદ્રોહમાં થઈ રહ્યો હતો. વધુમાં એ વખતે સંઘર્ષ એવા સવાલ ઉપર કેંદ્રિત હતો કે પ્રથમ પ્રતિનિધિ પરિષદ ભરવાનું કામ ઝારને હસ્તક છોડી દેવું જોઈએ કે તેને પુરાણા શાસનના હાથમાંથી છીનવી લેવાનો પ્રયાસ કરવો જોઈએ. વાસ્તવિક પરિસ્થિતિ એવી જ હોવાની કશી ખાતરી ન રહી અને રહી શકે એમ નહોતી ત્યારે, એવા જ વહેણની તથા એટલા જ ઝડપી વિકાસની ખાતરી ન રહી ત્યારે, બહિષ્કારનું ધોરણ પણ ખરું ન રહ્યું.

૧૯૦૫માં "સંસદ"ના બોલ્શેવિક બહિષ્કારથી ક્રાંતિકારી સર્વહારા વર્ગને ખૂબ જ મૂલ્યવાન રાજકીય અનુભવની સમૃદ્ધિ હાંસલ થઈ અને

સાબિત થઈ ગયું કે સંઘર્ષનાં કાનૂની તથા ગેરકાનૂની, સંસદીય તથા બિનસંસદીય, રૂપોનો સમન્વય સાધવામાં આવતો હોય એવા સંજોગોમાં ક્યારેક સંસદીય રૂપોને નકારી કાઢવાનું ઉપયોગી અને આવશ્યક પણ હોય છે. પરંતુ એ અનુભવને **બીજા** સંજોગોમાં તથા **બીજી** પરિસ્થિતિઓમાં આંખો મીચીને, નકલ કરીને, તથા ટીકાત્મક વલણ વગર લાગુ કરી દેવામાં મોટી ભૂલ ગણાય. ૧૯૦૬માં દૂમાનો બોલ્શેવિક બહિષ્કાર ભૂલ અંકિત કરતો હતો, જોકે એ ભૂલ ગૌણ અને સહેલાઈથી સુધારી શકાય એવી હતી*. ૧૯૦૭માં, ૧૯૦૮માં અને ત્યાર પછીનાં વર્ષોમાં દૂમાનો બહિષ્કાર અત્યંત ગંભીર અને સુધારવી મુશ્કેલ ભૂલ અંકિત કરતો હતો કારણ કે એક તરફ તો ક્રાંતિકારી જુવાળના બહુ ઝડપી ઉદયની તથા તેને વિદ્રોહમાં પલટાવી નાખવાની અપેક્ષા રાખી શકાય એમ નહોતી, અને બીજી તરફ મૂડીવાદી રાજશાહીની નવરચના સાથે સંકળાયેલી સમગ્ર ઐતિહાસિક પરિસ્થિતિ કાનૂની અને ગેરકાનૂની પ્રવૃત્તિઓનો સમન્વય આવશ્યક બનાવતી હતી. એ ઐતિહાસિક ગાળો તદ્દન પૂરો થઈ ચૂક્યો છે, અને અનુગામી ગાળાઓ સાથેનું તેનું જોડાણ હવે સાવ સ્પષ્ટ થઈ ગયું છે, એવા આજના સમયે આપણે એ ગાળાની ઉપર એક નજર ફેરવીએ તો એકદમ ઉઘાડી તારવણી નીકળે છે કે સંઘર્ષનાં કાનૂની તથા ગેરકાનૂની રૂપોનો સમન્વય **ફરજિયાત** હોવાના, તેમ જ તદ્દન પ્રત્યાઘાતી સંસદમાંયે તથા પ્રત્યાઘાતી કાનૂની જાળમાં જકડાયેલી બીજી કેટલીય સંસ્થાઓમાં (બીમારી રાહત મંડળો, વગેરે) સામેલગીરી **ફરજિયાત** હોવાના, ધોરણને બોલ્શેવિકોએ અત્યંત આકરા સંઘર્ષમાં જાળવી ન રાખ્યું હોત તો ૧૯૦૮-૧૪ દરમિયાન તેઓ સર્વહારા વર્ગની ક્રાંતિકારી પાર્ટીના કેંદ્રભાગનું જતન **ન કરી શક્યા હોત** (તેને મજબૂત બનાવવાની અને વિકસાવવાની વાત તો દૂર રહી).

૧૯૧૮માં હાલત ફૂટ સુધી ન પહોંચી. એ વખતે આપણી પાર્ટીમાં

---

*વ્યક્તિઓને લાગુ થાય છે તે—જરૂરી ફેરફારો સાથે—રાજકારણને, તથા પાર્ટીઓને પણ લાગુ થાય છે. બુદ્ધિશાળી માણસનું લક્ષણ એ નથી કે તે કદી ભૂલ કરે જ નહિ. એવા માણસો હોતા જ નથી અને હોઈ શકે પણ નહિ. જે માણસ બહુ ગંભીર ભૂલો ન કરતો હોય અને પોતાની ભૂલોને સહેલાઈથી તથા ઝડપથી સુધારી લઈ શકતો હોય તે બુદ્ધિશાળી ગણાય.

"ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટો માત્ર એક સમૂહ અથવા "જૂથ"ના રૂપમાં હતા, અને તે પણ લાંબા સમય સુધી નહિ. એ જ વર્ષ દરમિયાન, ૧૯૧૮માં, "ઉગ્રવાદી સામ્યવાદના"[૨૧] સૌથી વધારે જાણીતા પ્રતિનિધિઓએ, દાખલા તરીકે સાથીઓ રાદેક તથા બુખારિને, પોતાની ભૂલનો ખુલ્લો એકરાર કરી લીધો. તેમને લાગેલું કે બ્રેસ્ત-લિતોવ્સ્કની સંધિ સામ્રાજ્યવાદીઓની સાથે તડજોડ અંકિત કરતી હતી, અને એવી તડજોડ સિદ્ધાંતની દૃષ્ટિએ અક્ષમ્ય તેમ જ ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટીને હાનિકર હતી. એ સંધિ સામ્રાજ્યવાદીઓ સાથેની તડજોડ તો ખરેખર હતી જ, પરંતુ એ વખતના સંજોગોમાં **કરવી જ પડે** એવી તડજોડ હતી.

હાલ જ્યારે મને બ્રેસ્ત-લિતોવ્સ્કની સંધિ કરી લેવાની આપણી કાર્યનીતિ ઉપર દાખલા તરીકે સમાજવાદી-ક્રાંતિકારીઓના પ્રહારો સાંભળવા મળે છે, અથવા મારી સાથેની વાતચીત દરમિયાન કોમરેડ લૅન્સબેરી પાસેથી સાંભળવા મળે છે કે "અમારા બ્રિટિશ ટ્રેડ યુનિયન આગેવાનોની દલીલો મુજબ જો બોલ્શેવિકો માટે તડજોડ કરી લેવાનું વાજબી હોય તો તેમને માટે પણ તડજોડ કરી લેવાનું વાજબી છે", ત્યારે હું સામાન્ય રીતે જવાબમાં સૌપ્રથમ તો સાદો અને "સરળ" દાખલો ટાંકું છું:

ધારો કે તમારી મોટરગાડીને હથિયારબંધ લૂંટારાઓ આંતરી લે છે. તમે તમારા પૈસા, પાસપોર્ટ, બંદૂક, અને મોટર તેમને હવાલે કરી દો છો. તેના બદલામાં તમને લૂંટારાઓના મઝાના સંગાથથી છુટકારો મળી જાય છે. એ તો ચોક્કસ તડજોડ જ થઈ. «Do ut des» (હું તમને પૈસા, હથિયાર, અને મોટર "આપી દઉં" જેથી તમે મને તમારા હાથમાંથી સહીસલામત છટકી જવાનો મોકો "આપો"). પરંતુ સમજદાર હોવા છતાં એવી તડજોડને "સિદ્ધાંતની દૃષ્ટિએ વર્જિત" ગણાવે, અથવા એવી તડજોડ કરનારને લૂંટારાઓનો મળતિઓ ગણાવે (લૂંટારાઓ મોટર તથા હથિયારનો ઉપયોગ કદાચ નવી લૂંટફાટો માટે કરે તોપણ), એવો કોઈ માણસ ગોતી કાઢવાનું મુશ્કેલ બની જશે. જર્મન સામ્રાજ્યવાદના લૂંટારાઓ સાથેની આપણી તડજોડ બરાબર એવી જ હતી.

પરંતુ ૧૯૧૪-૧૮ દરમિયાન અને પછી ૧૯૧૮-૨૦ દરમિયાન રશિયામાં મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓએ, જર્મનીમાં શેઈદેમાનપંથીઓએ (તથા મોટા ભાગના કાઉત્સ્કીપંથીઓએ), ઑસ્ટ્રિયામાં ઓટો બાઉએર તથા ફ્રેડરિક એડલરે (રેનરો અને કંપનીની તો વાત જ

રહેવા દઈએ), ફ્રાંસમાં રેનાઉદેલો અને લોંગે તથા કંપનીએ, તેમ જ બ્રિટનમાં ફેબિયનો, "સ્વતંત્રો", તથા "લેબરપંથીઓએ"[22] પોતપોતાના દેશોના ક્રાંતિકારી સર્વહારા વર્ગની **વિરુદ્ધ** પોતપોતાના મૂડીદારોના અને ક્યારેક તો "સંપી ગયેલા સૌ" મૂડીદારોના લૂંટારાઓની સાથે **તડજોડ** કરી લીધી ત્યારે, એ બધા સજ્જનો વાસ્તવમાં **લૂંટારાઓના મળતિયાઓ** તરીકે જ કરતૂત કરી રહ્યા હતા.

તારવણી સાફ છે: તડજોડોને "સિદ્ધાંતની દૃષ્ટિએ" નકારી કાઢવામાં, સર્વસામાન્ય રૂપે ગમે તેવા પ્રકારની તડજોડોને નકારી કાઢવામાં, છોકરવેડા જ છે અને તેને ગંભીરતાથી લક્ષમાં લેવાનુંયે મુશ્કેલ છે. ક્રાંતિકારી સર્વહારા વર્ગને ઉપયોગી બનવાની તમન્ના ધરાવનારા રાજકીય આગેવાનમાં એટલી આવડત હોવી જ જોઈએ કે અક્ષમ્ય હોય તેમ જ તકવાદ તથા **દગાખોરીને** અંકિત કરતી હોય એવી તડજોડોના **નક્કર** દાખલાઓને તે પારખી શકે, **એવી નક્કર** તડજોડો વિરુદ્ધ પુરજોર ટીકાની તેમ જ પુરજોર બેરહમ ભાંડાફોડ તથા કટ્ટર લડતની કામગીરી કરે, અને "વ્યાવહારિક" સમાજવાદના પાકા ઉસ્તાદો તેમ જ સંસદીય કારસ્તાનીઓને "સર્વસામાન્ય તડજોડો" સંબંધી ભાષણોના આધારે ટાળંટાળ કરવા તથા જવાબદારીથી છટકી જવા ન દે. બ્રિટિશ ટ્રેડ યુનિયનોના તેમ જ ફેબિયન સોસાયટી તથા "સ્વતંત્ર" લેબર પાર્ટીના "આગેવાનો" **પોતે કરેલા વિશ્વાસઘાતની**, ખરેખર બદતરીન જાતના તકવાદ, દગાખોરી, તથા દ્રોહ **જેવી** તડજોડની, જવાબદારી એવી રીતે જ ટાળે છે.

તડજોડો જાતજાતની હોય છે. દરેક તડજોડ સંબંધી અથવા તડજોડોના દરેક પ્રકાર સંબંધી પરિસ્થિતિનું તથા નક્કર સંજોગોનું પૃથક્કરણ કરવાની આવડત હોવી જોઈએ. લૂંટારાઓ તરફથી થનારા અનિષ્ટને હળવું બનાવી દેવાના તેમ જ તેમને પકડી લેવામાં તથા ગોળીએ ઉડાવી દેવામાં મદદ કરવાના આશયે પોતાના પૈસા તથા હથિયાર લૂંટારાઓને હવાલે કરી દેનારા આદમી, અને લૂંટમાં ભાગ પડાવવાના આશયે પોતાના પૈસા તથા હથિયાર લૂંટારાઓને આપનારા આદમી, વચ્ચેનો તફાવત સમજી લેવાની આવડત હોવી જોઈએ. એ બાબત બાળકને સમજાય એવા આ સાદા દાખલામાં લાગે છે એટલી સરળ રાજકારણમાં હંમેશાં કોઈ રીતે નથી જ હોતી. પરંતુ જિંદગીમાં ઊભા થતા તમામ કોયડાઓના તૈયાર ઉકેલો પૂરા પાડે એવો કોઈ જાતનો નુસખો કામદારો માટે ઘડી કાઢવા માગતો, અથવા ક્રાંતિકારી

સર્વહારા વર્ગની નીતિને મુશ્કેલ કે જટિલ પરિસ્થિતિઓનો સામનો કદી નહિ કરવો પડે એવી ખાતરી આપતો, આદમી તો નર્યો ધુતારો જ હોય.

ખોટા અર્થ તારવવાની કશી શક્યતા રહે જ નહિ એવા આશયે હું નક્કર તડજોડોના પૃથક્કરણ માટેના કેટલાક મૂળભૂત નિયમોની રૂપરેખા, ભલે બહુ જ સંક્ષેપમાં, આપવાનો પ્રયત્ન કરીશ.

બ્રેસ્ત-લિતોવ્સ્કની સંધિ કરીને જર્મન સામ્રાજ્યવાદીઓની સાથે તડજોડ કરી લેનારી પાર્ટી છેક ૧૯૧૪ના અંતથી પોતાના આંતરરાષ્ટ્રવાદનું ઘડતર અમલમાં કરી રહી હતી. બે સામ્રાજ્યવાદી લૂંટારાઓ વચ્ચેના યુદ્ધમાં ઝારની રાજશાહીને હરાવવાની તથા "દેશના રક્ષણ"ને વખોડી કાઢવાની હાકલ કરવામાં તેને બીક નહોતી લાગી. એ પાર્ટીના સંસદીય પ્રતિનિધિઓએ મૂડીવાદી સરકારમાં પ્રધાનપદાંની દિશામાં જતો માર્ગ લેવાને બદલે હદપારીની સજા વહોરી લઈને સાઈબિરિયા જવાનું પસંદ કર્યું હતું. ઝારશાહીને ઉથલાવી પાડનારી અને લોકશાહીવાદી પ્રજાસત્તાક સ્થાપનારી ક્રાંતિએ એ પાર્ટીને નવી અને આકરી કસોટીએ ચડાવી—એ પાર્ટીએ "પોતાના દેશના" સામ્રાજ્યવાદીઓ સાથે કશા કરારો ન કર્યા પરંતુ તેમને ઉથલાવી પાડવાની તૈયારી કરીને ઉથલાવી પાડયા. એ પાર્ટીએ સત્તા હાંસલ કરી લીધી ત્યારે જમીનની માલિકીની કે મૂડીવાદી માલિકીની એક પણ નિશાની બાકી ન રહેવા દીધી. એ પાર્ટીએ સામ્રાજ્યવાદીઓની ગુપ્ત સંધિઓને જાહેર કરી દઈને તથા રદ કરી નાખીને **તમામ** રાષ્ટ્રો સમક્ષ સુલેહની દરખાસ્ત રજૂ કરી[23]; અને અંગ્રેજ-ફ્રેંચ સામ્રાજ્યવાદીઓએ સુલેહની કારવાઈને ખરાબે ચડાવી દીધી ત્યાર પછી જ, તથા જર્મની તેમ જ બીજા દેશોમાં ક્રાંતિને પ્રવેગ આપવાની દિશામાં માનવી કરી શકે એટલું બધું બોલ્શેવિકો કરી ચૂક્યા હતા ત્યાર પછી જ, બ્રેસ્ત-લિતોવ્સ્કના લૂંટારાઓના જોરજુલમ સામે નમતું મૂક્યું. એવી પાર્ટીએ એવી પરિસ્થિતિમાં કરેલી તડજોડમાં સમાયેલું તદ્દન ખરું ધોરણ સૌની નજરમાં નિરંતર વધારે સાફ તથા વધારે દેખીતું બની રહ્યું છે.

રશિયામાં મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓએ (૧૯૧૪-૨૦ દરમિયાન આખી દુનિયામાં બીજી ઈન્ટરનેશનલના તમામ આગેવાનોની જેમ જ) "દેશના રક્ષણ"ને, અર્થાત્ **પોતાના દેશના** ધાડપાડુ મૂડીદાર વર્ગના રક્ષણને, સીધી કે આડકતરી રીતે ખરું ઠરાવીને દગાખોરીથી શરૂઆત કરી. તેમણે **પોતાના** દેશના મૂડીદાર વર્ગની જોડે એકસંપી કરી લઈને અને

પોતાના દેશના ક્રાંતિકારી સર્વહારા વર્ગ સામે **પોતાના દેશના** મૂડીદાર વર્ગના સંગાથમાં લડીને પોતાની દગાખોરી ચાલુ રાખી. રશિયામાં તેમણે પહેલાં કેરેન્સ્કી તથા કેડેટો[24] જોડે અને પછી કોલ્ચાક તથા દેનીકિન જોડે કરી લીધેલી એકસંપી — પરદેશોમાં તેમના જાતભાઈઓએ **પોતપોતાના** દેશોના મૂડીદાર વર્ગ જોડે કરી લીધેલી એકસંપી જેવી જ — વાસ્તવમાં સર્વહારા વર્ગની વિરુદ્ધ મૂડીદાર વર્ગના પક્ષે ભાગી જવાનું કૃત્ય અંકિત કરતી હતી. સામ્રાજ્યવાદના લૂંટારાઓ સાથે **તેમની** તડજોડનો અર્થ આરંભથી અંત સુધી એવો હતો કે તેઓ સામ્રાજ્યવાદી લૂંટફાટમાં **મળતિયાઓ** બની ગયા હતા.

## ૫

## જર્મનીમાં "ઉગ્રવાદી" સામ્યવાદ.
## આગેવાનો — પાર્ટી — વર્ગ — લોકસમુદાયો

હવે આપણે જેની વાત કરવાની છે એ જર્મન કોમ્યુનિસ્ટો પોતાને "ઉગ્રવાદીઓ" નથી કહેવડાવતા પરંતુ મારી ભૂલ ન થતી હોય તો "સૈદ્ધાંતિક વિરોધીઓ"[25] કહેવડાવે છે. પરંતુ નીચેની છણાવટમાં સ્પષ્ટ થઈ જશે કે તેઓ "ઉગ્રવાદની બાલિશ બીમારી"નાં તમામ લક્ષણો જાહેર કરી રહ્યા છે.

"માઇન કિનારે ફ્રેંકફર્ટના સ્થાનિક ગ્રૂપ" તરફથી પ્રગટ કરવામાં આવેલી, એ વિરોધીઓના દૃષ્ટિકોણને પ્રતિબિંબિત કરતી, 'જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં (સ્પાર્ટાકસ લીગ) ફૂટ' નામક પુસ્તિકામાં એ વિરોધીઓના વિચારોનો સારાંશ વધારેમાં વધારે પ્રમાણમાં સચોટ, ચોકસાઈભરી, સ્પષ્ટ, અને સંક્ષિપ્ત રીતે રજૂ થયો છે. વાચકને એ સારાંશનો પરિચય આપવા માટે થોડાંક અવતરણો પૂરતાં થઈ પડશે:

> "કોમ્યુનિસ્ટ પાર્ટી વધારેમાં વધારે મક્કમ વર્ગસંઘર્ષની પાર્ટી છે..."
>
> "...રાજકીય દૃષ્ટિએ આ સંક્રમણ ગાળો" (મૂડીવાદ અને સમાજવાદ વચ્ચે) "સર્વહારા વર્ગની સરમુખત્યારીનો છે..."
>
> "...આવો સવાલ ઊભો થાય છે: એ સરમુખત્યારી કોને હસ્તક

રહેવી જોઈએ — **કોમ્યુનિસ્ટ પાર્ટીને હસ્તક કે સર્વહારા વર્ગને હસ્તક?.. મૂળભૂત દૃષ્ટિએ જોતાં,** આપણી જહેમતો કોમ્યુનિસ્ટ પાર્ટીની સરમુખત્યારી માટે હોવી જોઈએ કે સર્વહારા વર્ગની સરમુખત્યારી માટે હોવી જોઈએ?.."

(શબ્દો ઉપર મૂકવામાં આવેલો ભાર બધે મૂળ વાચના મુજબ છે.)

પુસ્તિકાનો લેખક આગળ જતાં જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની "કેંદ્રીય સમિતિ" ઉપર આક્ષેપ મૂકે છે કે એ "કેંદ્રીય સમિતિ" **જર્મનીની સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી જોડે એકસંપી** સાધવાના ઉપાયો ખોળી રહી છે, સંઘર્ષનાં સંસદવાદ સમેત "**તમામ સાધનોને સૈદ્ધાંતિક દૃષ્ટિએ માન્ય કરવાનો સવાલ**" ઉઠાવવામાં એ "કેંદ્રીય સમિતિ"નો એકમાત્ર આશય સ્વતંત્રો સાથે એકસંપી સાધી લેવાના તેના વસ્તુગત તથા મુખ્ય પ્રયાસો ઉપર પડદો ઢાંકી દેવાનો છે. પુસ્તિકામાં વધુમાં જણાવવામાં આવ્યું છે:

"વિરોધીઓએ જુદો માર્ગ અપનાવ્યો છે. તેમનો અભિપ્રાય એવો છે કે કોમ્યુનિસ્ટ પાર્ટીના શાસનનો અને પાર્ટીની સરમુખત્યારીનો સવાલ તો ખાલી એક જાતની કાર્યનીતિ જ અંકિત કરે છે. ગમે તેવા સંજોગોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીનું શાસન કોઈ પણ જાતના પાર્ટી શાસનનું અંતિમ રૂપ છે. **સિદ્ધાંતની દૃષ્ટિએ** આપણે સર્વહારા વર્ગની સરમુખત્યારી માટે જહેમત કરવી જોઈએ. પાર્ટીનાં તમામ કદમો, તેનાં સંગઠનો, સંઘર્ષની રીતો, રણનીતિ અને કાર્યનીતિ એ દિશામાં જ વાળવાં જોઈએ. એટલે, બીજી પાર્ટીઓ સાથે કોઈ પણ જાતની તડજોડને, સંઘર્ષનાં ઐતિહાસિક તથા રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત બની ચૂકેલાં સંસદીય રૂપો પાછાં અપનાવવાના કોઈ પણ જાતના પ્રયાસને, તેમ જ ચાલબાજી તથા તડજોડની કોઈ પણ જાતની નીતિને ભારપૂર્વક રદિયો આપી જ દેવો જોઈએ". "ક્રાંતિકારી સંઘર્ષની ખાસ સર્વહારા વર્ગીય રીતોની ખૂબ ભારપૂર્વક હિમાયત કરવી જોઈએ. સંગઠનનાં વધારેમાં વધારે બહોળા પાયાનાં તથા વધારેમાં વધારે વ્યાપક ક્ષેત્ર ધરાવતાં નવાં રૂપોનું સર્જન કરવું જોઈએ, જેથી કોમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની હેઠળ ક્રાંતિકારી સંઘર્ષમાં વધારેમાં વધારે વિસ્તૃત સર્વહારા વર્ગીય વર્તુળો તથા સ્તરોને સામેલ કરી શકાય. કારખાના સંગઠનો ઉપર આધારિત **કામદાર સંઘ** તમામ

ક્રાંતિકારી તત્ત્વોની જમાવટનું કેંદ્ર બની રહેવો જોઈએ. 'ટ્રેડ યુનિયનોને પડતાં મૂકો!'—એ સૂત્રને અનુસરનારા તમામ કામદારોની એકતા તેમાં સાધવી જોઈએ. જોશીલો સર્વહારા વર્ગ લડત માટે પોતાની હરોળોને તેમાં એકત્રિત કરે. તેમાં સામેલ થવા માટે એટલું જ પૂરતું ગણાય કે વર્ગસંઘર્ષને, સોવિયેત પદ્ધતિને, તથા સરમુખત્યારીને માન્ય કરી લેવામાં આવે. લડાયક લોકસમુદાયોને એ ઉપરાંતની બધી રાજકીય કેળવણી આપવાનું કર્તવ્ય કામદાર સંઘથી અલગ હયાતી ધરાવતી કોમ્યુનિસ્ટ પાર્ટીનું છે..."

"...એટલે હવે બે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ એકબીજીની સામે ખડી છે:

**એક—આગેવાનોની પાર્ટી**. તે **ઉપરથી** ક્રાંતિકારી સંઘર્ષના સંગઠન તથા સંચાલનની કોશિશ કરે છે, તડજોડો તથા સંસદીય રૂપો સ્વીકારી લે છે, જેથી એવી પરિસ્થિતિ પેદા થાય કે જેમાં તેને માટે સરમુખત્યારી ધરાવતી મિશ્ર સરકારમાં સામેલ થવાનું શક્ય બને.

**બીજી—લોકવ્યાપી પાર્ટી**. તે **નીચેથી** ક્રાંતિકારી સંઘર્ષના જુવાળની અપેક્ષા રાખે છે, એ સંઘર્ષમાં લક્ષ્ય સિદ્ધ કરવાની એકમાત્ર સાફ રીત જાણે છે તથા અજમાવે છે, અને તમામ સંસદીય તથા તકવાદી રીતોને નકારી કાઢે છે. એ એકમાત્ર રીત મુદ્દલ આનાકાની વગર **મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની** છે, જેથી ત્યાર બાદ સમાજવાદની સિદ્ધિ માટે સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપી શકાય..."

"...ત્યાં—આગેવાનોની સરમુખત્યારી, અહીંયાં—લોક-સમુદાયોની સરમુખત્યારી! અમારું સૂત્ર એવું છે".

જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીની અંદર વિરોધીઓના વિચારો અંકિત કરતાં મુખ્ય તાત્ત્વિક વિધાનો એવાં છે.

જેણે ૧૯૦૩ પછી બોલ્શેવિઝમના વિકાસમાં સભાન રીતે ભાગ લીધો હોય અથવા એ વિકાસનું બારીક નિરીક્ષણ કર્યું હોય એવો કોઈ પણ બોલ્શેવિક આ દલીલો વાંચીને તરત જ કહેશે કે "કેવો જૂનો ને જાણીતો લવારો! કેવી 'ઉગ્રવાદી' બાલિશતા!".

પરંતુ આપણે આ દલીલોનું જરાક વધારે વિગતવાર પરીક્ષણ કરીએ.

"પાર્ટીની સરમુખત્યારી કે વર્ગની સરમુખત્યારી? આગેવાનોની

(પાર્ટીની) સરમુખત્યારી કે લોકસમુદાયોની (પાર્ટીની) સરમુખત્યારી?"—સવાલની એ જાતની રજૂઆત જ વિચાર કરવાની તદ્દન માન્યામાં ન આવે એવી અને ભયંકર ગોટાળે ચડી ગયેલી રીતને છતી કરી દે છે. એ લોકો કશુંક એકદમ અસાધારણ **ઘડી કાઢવા** માગે છે, અને ચતુરાઈ દાખવવાની મહેનતમાં પોતાને હાસ્યાસ્પદ બનાવી દે છે. સૌ જાણે છે કે લોકસમુદાયો વર્ગોમાં વહેંચાયેલા હોય છે. લોકસમુદાયોને વર્ગોની સામે મૂકવા હોય તો માત્ર એક જ રીતે એમ થઈ શકે—સામાન્ય વ્યાપક બહુસંખ્યાને, ઉત્પાદનની સામાજિક પદ્ધતિમાંનું દરજ્જા મુજબનું વિભાજન લક્ષમાં લીધા વગર જ, ઉત્પાદનની સામાજિક પદ્ધતિમાં ચોક્કસ દરજ્જો ધરાવનારા પ્રકારોની સામે મૂકીને જ એમ થઈ શકે. સામાન્ય રીતે અને મોટા ભાગના દાખલાઓમાં—ઓછામાં ઓછું વર્તમાન સમયના સભ્ય દેશોમાં—વર્ગોની આગેવાની રાજકીય પાર્ટીઓ કરતી હોય છે. સામાન્ય રીતે રાજકીય પાર્ટીઓનું સંચાલન એવા સભ્યોનાં વધારે અથવા ઓછાં સ્થાયી ગ્રૂપો કરતાં હોય છે કે જે સૌથી વધારે અધિકારી, પ્રભાવક, તથા અનુભવી હોય, ભારે મોટી જવાબદારીનાં પદો પર ચૂંટાઈ આવતા હોય, તથા આગેવાનો તરીકે ઓળખાતા હોય. આ બધું તો પ્રાથમિક છે. આ બધું તો સાદું ને સ્પષ્ટ છે. તેની જગ્યાએ કોઈ જાતના નકામા લવારાને, કશાક નવા વોલાપ્યુક[26] ખીચડાને, મૂકી દેવાની શી જરૂર છે? એક તરફ તો એ લોકો જ્યારે કફોડી હાલતમાં મુકાઈ ગયા ત્યારે, કાનૂની સંગઠનમાંથી ગેરકાનૂની સંગઠનમાં પાર્ટીના એકાએક પલટાથી આગેવાનો, પાર્ટીઓ, તથા વર્ગો વચ્ચેના પ્રણાલિકાગત, રાબેતા મુજબના, તથા સાદા સંબંધો અવળાસવળા થઈ ગયા ત્યારે, ગૂંચવાડામાં સપડાઈ ગયા હોય એમ લાગે છે. બીજા યુરોપિયન દેશોની જેમ જર્મનીમાં પણ લોકો કાનૂની પ્રવૃત્તિથી, નિયમિત પાર્ટી કૉંગ્રેસોમાં "આગેવાનોની" મુક્ત અને રીતસર ચૂંટણીઓથી, તેમ જ સંસદીય ચૂંટણીઓ, વિશાળ જાહેર સભાઓ, અખબારો, ટ્રેડ યુનિયનો તથા બીજાં મંડળોનાં વલણો, વગેરે મારફત પાર્ટીઓના વર્ગ સંયોજનને ચકાસી જોવાની સગવડભરી રીતથી વધારે પડતા ટેવાઈ ગયા હતા. ક્રાંતિના ઝંઝાવાતી વિકાસ તથા આંતરવિગ્રહના વિકાસને લીધે જ્યારે એવી પ્રણાલિકાગત કારવાઈને બદલે કાનૂની પ્રવૃત્તિને ઝડપથી ગેરકાનૂની પ્રવૃત્તિમાં પલટાવી નાખવાનું, બેઉ જાતની પ્રવૃત્તિનો સમન્વય સાધવાનું, અને "આગેવાનોનાં ગ્રૂપો" પસંદ કરવામાં, સ્થાપવામાં, તથા જાળવી રાખવામાં "અગવડભરી" તથા

"બિનલોકશાહીવાદી" રીતો અપનાવવાનું જરૂરી બની ગયું ત્યારે લોકો સમતુલા ગુમાવી બેઠા અને નર્યો બકવાદ ઘડી કાઢવા લાગ્યા. ખૂબ જ વિશેષાધિકારો અને ખૂબ જ સ્થાયી કાનૂની પ્રવૃત્તિની પરંપરાઓ તથા સંજોગો ધરાવતા નાનકડા દેશમાં કમનસીબે જન્મેલા હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના અમુક સભ્યોએ કાનૂની પ્રવૃત્તિમાંથી ગેરકાનૂની પ્રવૃત્તિમાં સંક્રમણ કદી ન જોયું હોવાથી તેઓ ગૂંચવાડામાં પડી ગયા, સાન ગુમાવી બેઠા, અને બેહૂદા તુક્કા ઘડી કાઢવામાં મદદગાર બન્યા.

બીજી તરફ આપણને "લોકસમુદાયો" તથા "આગેવાનો" જેવા હવે "ફૅશનેબલ" બની ગયેલા શબ્દોનો સાવ અવિચારી તથા અસંગત ઉપયોગ જોવા મળે છે. એ લોકોએ "આગેવાનો" ઉપરના ઘણાબધા પ્રહારો સાંભળીને મોઢે કરી લીધા છે, એ પ્રહારોમાં આગેવાનોને "લોકસમુદાયો"ની સામે મૂકવામાં આવતા હોય છે, પરંતુ તેઓ બાબતોનો વિચાર કરી લેવા તથા આખા મામલાની સાફ સમજણ હાંસલ કરી લેવા અશકત સાબિત થઈ ગયા છે.

"આગેવાનો" અને "લોકસમુદાયો" વચ્ચે પડતું જતું અંતર સામ્રાજ્યવાદી યુદ્ધના અંતમાં અને ત્યાર બાદ બધા દેશોમાં ખાસ સાફ અને સચોટ રીતે આગળ તરી આવ્યું હતું. માર્ક્સ અને ઍંગેલ્સે તેનું મુખ્ય કારણ ૧૮૫૨ અને ૧૮૯૨નાં વર્ષો દરમિયાન બ્રિટનનો દાખલો આપીને ઘણી વાર સમજાવ્યું હતું. એ દેશની અનોખી સ્થિતિને લીધે ત્યાં "લોકસમુદાયોમાંથી" અર્ધ નિમ્ન-મૂડીવાદી તકવાદી "કામદાર અમીર" સ્તર અસ્તિત્વમાં આવ્યો હતો. એ કામદાર અમીર સ્તરના આગેવાનો સતત મૂડીદાર વર્ગને પક્ષે ચાલ્યા જતા હતા અને સીધી કે આડકતરી રીતે તેના પગારદાર હતા. માર્ક્સે એ હલકટ લોકોને છડેચોક દ્રોહીઓ જાહેર કરીને તેમનો ધિક્કાર વહોરી લેવાનું માન હાંસલ કર્યું હતું. વર્તમાન સમયના (વીસમી સદીના) સામ્રાજ્યવાદે કેટલાક ઉન્નત દેશોને અસાધારણ રીતે વિશેષાધિકારી સ્થાન આપ્યું છે. તેના પરિણામે બીજી ઇન્ટરનૅશનલમાં દરેક ઠેકાણે એક જાતના દ્રોહી, તકવાદી, તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદી આગેવાનોનો ઉદય થયો છે જે પોતાના સ્તરનાં, પોતાના કામદાર અમીર જાતભાઈઓનાં, હિતોની હિમાયત કરે છે. તકવાદી પાર્ટીઓ "લોકસમુદાયોથી", એટલે કે મહેનતકશ લોકોના વધારેમાં વધારે બહોળા સ્તરોથી, તેમની બહુસંખ્યાથી, ઓછામાં ઓછું વેતન કમાતા કામદારોથી, અળગી પડી ગઈ છે. એ અનિષ્ટની સામે

લડવામાં ન આવે, તકવાદી તથા સામાજિક-દ્રોહી આગેવાનોને ઉઘાડા ન પાડવામાં આવે, બેઆબરૂ ન કરવામાં આવે, તથા કાઢી મૂકવામાં ન આવે, તો ક્રાંતિકારી સર્વહારા વર્ગ વિજય ન જ મેળવી શકે. ત્રીજી ઇન્ટરનેશનલે[27] એવી નીતિ અપનાવી છે.

આ સંબંધમાં **સામાન્ય રૂપે** લોકસમુદાયોની સરમુખત્યારીની સામે આગેવાનોની સરમુખત્યારી મૂકવાની હદ સુધી જવાની બાબત હાસ્યાસ્પદ રીતે બેહૂદી તથા મૂઢતાભરી છે. ખાસ રમૂજ ઊપજે એવી વાત તો એ છે કે સાદી બાબતો વિશે સામાન્ય રીતે સ્વીકૃત વિચારો ધરાવતા પુરાણા આગેવાનોને બદલે અધમ લવારો તથા બકવાદ કરતા ('આગેવાનો મુર્દાબાદ!' સૂત્રની આડશ લઈને) **નવા આગેવાનોને** મોખરે આણવામાં આવ્યા છે. જર્મનીમાં એવા આગેવાનો છે લાઉફેનબેર્ગ, વોલ્ફહેઇમ, હોર્નેર, કાર્લ શ્રેદેર, ફ્રેડરિક વેન્ડેલ, કાર્લ એર્લેર.* સવાલને "વધારે ગહન બનાવવાના" અને સામાન્ય રૂપે રાજકીય પાર્ટીઓ બિનજરૂરી તથા "મૂડીવાદી" હોવાની ઘોષણા કરવાના એર્લેરના પ્રયાસો એટલા મહાભયંકર

---

***કાર્લ એર્લેર**, 'પાર્ટીનું વિસર્જન', 'સામ્યવાદી કામદાર સમાચાર', હૅમ્બર્ગ, ૭ ફેબ્રુઆરી, ૧૯૨૦, અંક ૩૨: "કામદાર વર્ગ મૂડીવાદી લોકશાહીને ખતમ કરી નાખ્યા વગર મૂડીવાદી રાજ્યને ખતમ ન કરી શકે, અને પાર્ટીઓને ખતમ કરી નાખ્યા વગર મૂડીવાદી લોકશાહીને ખતમ ન કરી શકે."

લૅટિન દેશોમાં વધારે ગૂંચવાયેલાં ભેજાંવાળા સંઘવાદીઓ તથા અરાજકતાવાદીઓ એ હકીકતમાંથી "સંતોષ" મેળવી શકે કે દેખીતી રીતે પોતાને માર્ક્સવાદીઓ ગણતા (કાર્લ એર્લેર અને કાર્લ હોર્નેરે ઉપરોક્ત અખબારમાં પોતાના લેખો વડે એકદમ સાફ બતાવી આપ્યું છે કે તેઓ પોતાને ઉસ્તાદ માર્ક્સવાદીઓ ગણે છે ખરા, પરંતુ માન્યામાં ન આવે એવો બકવાદ અત્યંત હાસ્યાસ્પદ રીતે કરતા રહે છે અને માર્ક્સવાદનો કક્કોયે સમજવાની પોતાની અશકિત જાહેર કરતા રહે છે) પાકા જર્મનો તદ્દન મૂર્ખાઈભર્યાં નિવેદનો કરવાની હદ સુધી પહોંચી જાય છે. માર્ક્સવાદને ખાલી સ્વીકારી જ લેવાથી માણસ ભૂલોથી બચી ન શકે. આપણે રશિયનો તો આ વાત ખાસ કરીને સારી રીતે જાણીએ છીએ કારણ કે આપણા દેશમાં માર્ક્સવાદ ઘણી ઘણી વાર "ફૅશન" જેવો રહ્યો છે.

બેહૂદા છે કે માત્ર ખભા ઉલાળવાનું જ શક્ય છે. આ બધું તો એ હકીકતને જ સાબિત કરી દે છે કે નાનકડી ભૂલને જો વળગી રહેવામાં આવે, ગહન દલીલો વડે તેની તરફેણ કરવામાં આવે, અને તેને "છેવટ સુધી ખેંચવામાં" આવે તો તે હંમેશાં રાક્ષસી પરિમાણની ભૂલ બની જાય છે.

પાર્ટી સિદ્ધાંત અને પાર્ટી શિસ્તને તિલાંજલિ — વિરોધીઓએ એવું ધોરણ **લીધું છે**. તેનો અર્થ છે **મૂડીદાર વર્ગના હિતમાં** સર્વહારા વર્ગને સાવ બિનહથિયાર બનાવી દેવાનો. બધું મળીને કુલ સરવાળો છે નિમ્ન-મૂડીવાદી વેરણછેરણ તથા અસ્થિર દશા, ખંતથી, એકતાથી, તથા સંગઠિત રીતે કદમ ઊઠાવવાની એવી અશક્તિ કે જેને પ્રોત્સાહિત કરવામાં આવે તો જે કોઈ પણ સર્વહારા વર્ગીય ક્રાંતિકારી આંદોલનને અનિવાર્ય રીતે ખતમ કરી નાખે જ. સામ્યવાદના દૃષ્ટિબિંદુથી જોતાં, પાર્ટી સિદ્ધાંતને તજી દેવો એટલે મૂડીવાદના પતનની પૂર્વવેળાના સંજોગોમાંથી (જર્મનીમાં) સામ્યવાદના નીચલા અથવા મધ્યવર્તી તબક્કામાં નહિ પરંતુ ઊચ્ચતર તબક્કામાં ઠેકડો મારવો. રશિયામાં આપણે (મૂડીદાર વર્ગને ઉથલાવી પાડયા બાદ ત્રીજા વર્ષમાં) મૂડીવાદમાંથી સમાજવાદમાં અથવા સામ્યવાદના નીચલા તબક્કામાં સંક્રમણનાં પહેલાં ડગલાં ભરી રહ્યા છીએ. વર્ગો હજી હયાત છે, અને દરેક ઠેકાણે સર્વહારા વર્ગ સત્તા કબજે કરી લે **ત્યાર પછી વરસો સુધી** હયાત રહેશે. બ્રિટનમાં કિસાનપ્રજા નથી (પરંતુ નાના માલિકો તો અસ્તિત્વમાં છે) એટલે ત્યાં એ ગાળો કદાચ ટૂંકો રહે. વર્ગોની નાબૂદીનો અર્થ ખાલી એટલો જ નથી કે જમીનદારો તથા મૂડીદારોની હકાલપટ્ટી કરવામાં આવે — એ તો આપણે પ્રમાણમાં સહેલાઈથી સિદ્ધ કરી લીધું છે. તેનો અર્થ એવો પણ થાય છે કે **નાના પણ્ય ઉત્પાદકોને નાબૂદ કરી નાખવામાં આવે**, અને તેમની **હકાલપટ્ટી કરવાનું** કે તેમને કચડી નાખવાનું **શક્ય નથી**, આપણે તેમની જોડે **જિંદગી ગુજારતાં શીખી લેવું પડશે**. તેમનું રૂપાંતર સાધવાનું અને તેમને નવેસરથી કેળવણી આપવાનું કાર્ય કેવળ બહુ લાંબી, ધીમી, તથા સાવચેતીભરી પ્રવૃત્તિ મારફત જ શક્ય છે (અને કરવું જ જોઈએ), તેઓ સર્વહારા વર્ગને બધી બાજુએથી નિમ્ન-મૂડીવાદી વાતાવરણમાં ઘેરી રાખે છે. એવું વાતાવરણ સર્વહારા વર્ગમાં ઓતપ્રોત થઈ જાય છે તથા તેને ભ્રષ્ટ બનાવી દે છે, સર્વહારા વર્ગની અંદર નિમ્ન-મૂડીવાદી નાકૌવતી, કુસંપ, વ્યક્તિવાદ, તેમ જ વારાફરતી આહ્લાદ તથા હતાશાની લાગણીના ઊથલા સતત ઊભા કરતું રહે છે. તેનો સામનો કરવા માટે,

સર્વહારા વર્ગની **સંગઠનાત્મક** ભૂમિકા (અને એ જ તેની **મુખ્ય** ભૂમિકા છે) યથાર્થ, સફળ, તથા વિજયી રીતે ભજવવા માટે, સર્વહારા વર્ગની રાજકીય પાર્ટીની અંદર પાકામાં પાકું કેંદ્રીકરણ તથા શિસ્ત જરૂરી છે. સર્વહારા વર્ગની સરમુખત્યારીનો અર્થ છે પુરાણા સમાજનાં બળો તથા પરંપરાઓ વિરુદ્ધ અવિરત સંઘર્ષ — ખૂનખાર અને લોહી રેડાયા વગરનો, જોરજુલમનો અને શાંતિમય, લશ્કરી અને આર્થિક, શિક્ષણના ક્ષેત્રનો તેમ જ કારોબારના ક્ષેત્રનો. લાખો અને કરોડો ઇન્સાનોનું આદતનું જોર મહાભયંકર જોર હોય છે. સંઘર્ષમાં ઘડાયેલી લોખંડી પાર્ટી વગર, સંબંધિત વર્ગના તમામ ઈમાનદાર માણસોનો વિશ્વાસ ધરાવતી પાર્ટી વગર, લોકસમુદાયોના મનોભાવને પારખવાની તથા પ્રભાવિત કરવાની શકિત ધરાવતી પાર્ટી વગર, એવો સંઘર્ષ સફળતાથી ન લડી શકાય. મોટા કેંદ્રીકૃત મૂડીદાર વર્ગને હરાવવાનું કામ લાખો નાના માલિકોને "હરાવવાના કામ" કરતાં હજાર ગણું સહેલું હોય છે; પરંતુ એ નાના માલિકો પોતાની સાધારણ, રોજિંદી, અકળ, ભ્રામક તથા નિરાશાજનક પ્રવૃત્તિઓ વડે **બરાબર એવાં જ** પરિણામો પેદા કરે છે જે મૂડીદાર વર્ગ માટે જરૂરી હોય છે અને મૂડીદાર વર્ગનું **પુનરુત્થાન કરે છે**. સર્વહારા વર્ગની પાર્ટીની લોખંડી શિસ્તને જરાક સરખીયે નબળી પાડવાનું કૃત્ય (ખાસ તો સર્વહારા વર્ગની સરમુખત્યારી દરમિયાન) જે કોઈ કરે તે વાસ્તવમાં સર્વહારા વર્ગની વિરુદ્ધ મૂડીદાર વર્ગને મદદ કરે છે.

આગેવાનો — પાર્ટી — વર્ગ — લોકસમુદાયો સંબંધી સવાલની જોડાજોડ આપણે "પ્રત્યાઘાતી" ટ્રેડ યુનિયનોનો સવાલ પણ રજૂ કરવો જોઈએ. પરંતુ તે પહેલાં હું આપણી પાર્ટીના અનુભવના આધારે થોડીક તારવણીઓ કરવાની છૂટ લઈશ. આપણી પાર્ટીની અંદર "આગેવાનોની સરમુખત્યારી" ઉપર પ્રહારો **હંમેશાં થતા રહ્યા છે**. મને યાદ આવે છે કે એવા પ્રહારો મેં પહેલી વાર ૧૮૯૫માં સાંભળેલા. એ વખતે પાર્ટી સત્તાવાર અસ્તિત્વ હજુ નહોતી ધરાવતી, પરંતુ પિટર્સબર્ગમાં એક કેંદ્રીય ગ્રૂપ આકાર લઈ રહ્યું હતું અને તે જિલ્લા ગ્રૂપોની[28] આગેવાની ધારણ કરી લેવાનું હતું. આપણી પાર્ટીની નવમી કૉંગ્રેસમાં (એપ્રિલ ૧૯૨૦) એક નાનકડું વિરોધી દળ હતું અને તેણે પણ "આગેવાનોની સરમુખત્યારી", "અલ્પતંત્ર", વગેરેની વિરુદ્ધ વાતો કરી હતી. એટલે જર્મનોની અંદર "ઉગ્રવાદી સામ્યવાદ"ની "બાલિશ બીમારી" છે એ હકીકતમાં આશ્ચર્યજનક, નવું, કે ભયંકર કશું

જ નથી. આ રોગ જોખમ વગરનો છે અને તે મટી જાય ત્યાર પછી ક્રિયાતંત્ર વધારે મજબૂત બને છે. પરંતુ બીજી તરફ આપણા દાખલામાં મુખ્ય સેનાપતિઓને — આગેવાનોને — ખાસ "છુપાવી રાખવાનું", ખાસ ગુપ્ત રાખવાનું, આવશ્યક બનાવી દેતા કાનૂની અને ગેરકાનૂની પ્રવૃત્તિના ઝડપી પલટાઓએ ક્યારેક ક્યારેક બેહદ જોખમી પરિણામો પેદા કર્યાં હતાં. બદતરીન દાખલો એ હતો કે ૧૯૧૨માં ઉશ્કેરણીખોર માલિનોવ્સ્કી બોલ્શેવિક કેંદ્રીય સમિતિમાં ઘૂસી ગયો. તેણે ડઝનબંધ ઉત્તમ અને અત્યંત વફાદાર સાથીઓને પકડાવી દીધા, સખત કેદની સજા કરાવી દીધી, અને તેમાંના ઘણાને અકાળે મોતના મુખમાં ધકેલી દીધા. તેણે એથીયે વધારે નુકસાન ન કર્યું તેમાં કાનૂની અને ગેરકાનૂની પ્રવૃત્તિ વચ્ચેની વાજબી સમતુલા કારણભૂત હતી. પાર્ટીની કેંદ્રીય સમિતિના તેમ જ દૂમાના સભ્ય તરીકે માલિનોવ્સ્કીને આપણો વિશ્વાસ હાંસલ કરવા ખાતર આપણાં દૈનિકો શરૂ કરવામાં મદદગાર બનવું પડ્યું હતું, અને એ અખબારો ઝારશાહીના શાસનમાં પણ મેન્શેવિક તકવાદની સામે સંઘર્ષ લડી શક્યાં હતાં તથા બોલ્શેવિઝમનાં મૂળતત્ત્વોનો પ્રચાર સમુચિત છાના રૂપમાં કરી શક્યાં હતાં. માલિનોવ્સ્કી એક તરફ તો ડઝનબંધ અત્યુત્તમ બોલ્શેવિકોને સખત કેદમાં તથા મોતના મુખમાં ધકેલી રહ્યો હતો, પરંતુ બીજી તરફ તેને કાનૂની અખબારો મારફત હજારો ને હજારો નવા બોલ્શેવિકોની કેળવણીમાં મદદ કરવી પડતી હતી. પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોની અંદર ક્રાંતિકારી પ્રવૃત્તિ ચલાવતાં શીખી લેવાનું કર્તવ્ય જેમની સમક્ષ ઉપસ્થિત છે એ જર્મન (અને બ્રિટિશ, અમેરિકી, ફ્રેંચ, તથા ઇટાલિયન પણ) સાથીઓ આ હકીકત વિશે ગંભીર વિચાર કરશે તો તેમને ફાયદો જ થશે.*

*માલિનોવ્સ્કી જર્મનીમાં યુદ્ધકેદી હતો. તે રશિયા પાછો ફર્યો ત્યારે સત્તા બોલ્શેવિકોના હાથમાં હતી. આપણા કામદારોએ તરત જ તેની ઉપર મુકદ્દમો ચલાવીને તેને ગોળીએ ઉડાવી દીધો. મેન્શેવિકોએ આપણી ભૂલની — ઉશ્કેરણીખોર આપણી પાર્ટીની કેંદ્રીય સમિતિનો સભ્ય બની ગયો હતો એ હકીકતમાં સમાયેલી ભૂલની — આકરી ટીકા કરી. પરંતુ કેરેન્સ્કીના શાસનમાં આપણે દૂમાના અધ્યક્ષ રોદઝિયાન્કોને ગિરફતાર કરીને તેની ઉપર મુકદ્દમો ચલાવવાની માગણી કરેલી — કારણ કે તેને યુદ્ધ પહેલાંયે ખબર હતી કે માલિનોવ્સ્કી ઉશ્કેરણીખોર છે પરંતુ તેણે દૂમામાં ત્રુદોવિકો[20] તથા કામદારોને

ખૂબ જ ઉન્નત દેશો સમેત ઘણા દેશોમાં મૂડીદાર વર્ગ ઉશ્કેરણીખોરોને કોમ્યુનિસ્ટ પાર્ટીની અંદર નિ:શંક મોકલતો રહે છે અને મોકલતો રહેશે. એ જોખમનો સામનો કરવાના ઉપાયોમાંનો એક કાનૂની અને ગેરકાનૂની પ્રવૃત્તિઓનો કુશળ સમન્વય સાધી લેવાનો છે.

## ૬

## ક્રાંતિકારીઓએ પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાં કાર્ય કરવું જોઈએ ખરું?

જર્મન "ઉગ્રવાદીઓ" માને છે કે તેમની બાબત પૂરતો તો આ સવાલનો જવાબ નિ:સંકોચ નકારમાં જ છે. તેમના મત મુજબ, "પ્રત્યાઘાતી" તથા "પ્રતિક્રાંતિકારી" ટ્રેડ યુનિયનો વિરુદ્ધ ઘાંટા તથા ખીજભર્યા બૂમબરાડા (કાર્લ હોર્નેર ખાસ "સંગીન" તથા ખાસ મૂઢતાભરી રીતે પાડે છે એવા) પૂરતી સાબિતી પેશ કરી દે છે કે લાંચખાઉ, સામાજિક-અંધરાષ્ટ્રવાદી, તડજોડિયાં, લેગિન છાપનાં, પ્રતિક્રાંતિકારી ટ્રેડ યુનિયનોમાં કાર્ય કરવાનું ક્રાંતિકારીઓ તથા કોમ્યુનિસ્ટો માટે બિનજરૂરી છે અને અક્ષમ્ય પણ છે.

પરંતુ જર્મન "ઉગ્રવાદીઓને" એવી કાર્યનીતિના ક્રાંતિપંથી સ્વરૂપની ભલે ગમે એટલી પાકી ખાતરી હોય તોપણ એ કાર્યનીતિ હકીકતમાં મૂળભૂત રીતે ખોટી છે અને તેમાં ઠાલા વાણીવિલાસ સિવાય બીજું કશું જ નથી.

આ બાબતને સ્પષ્ટ કરવા માટે હું આ પુસ્તિકાની સામાન્ય યોજના અનુસાર આપણા પોતાના અનુભવથી શરૂઆત કરીશ. પુસ્તિકાનું લક્ષ્ય એવું છે કે બોલ્શેવિઝમના ઇતિહાસ તથા હાલની કાર્યનીતિમાં જે કંઈ સાર્વત્રિક રીતે અમલમાં મૂકી શકાય એવું, મહત્ત્વભર્યું, તથા પ્રસ્તુત હોય તેને પશ્ચિમ યુરોપની બાબતમાં લાગુ કરવું.

---

એ **માહિતી આપી નહોતી**—ત્યારે કેરેન્સ્કીની સરકારમાં સામેલ મેન્શેવિકો તેમ જ સમાજવાદી-ક્રાંતિકારીઓએ આપણી માગણીને ટેકો નહોતો આપ્યો. રોદઝિયાન્કો છૂટો રહ્યો હતો અને કશી રુકાવટ વગર ભાગી જઈને દેનીકિન સાથે ભળી ગયો હતો.

૩*

હાલના સમયે રશિયામાં આગેવાનો, પાર્ટી, વર્ગ, તથા લોકસમુદાયો વચ્ચેના સંબંધો તેમ જ ટ્રેડ યુનિયનો તરફ સર્વહારા વર્ગની સરમુખત્યારી તથા પાર્ટીનું વલણ વસ્તુગત રૂપમાં નીચે મુજબ છે: સોવિયેતોમાં સંગઠિત સર્વહારા વર્ગ સરમુખત્યારીને અમલમાં મૂકી રહ્યો છે, બોલ્શેવિકોની કોમ્યુનિસ્ટ પાર્ટી સર્વહારા વર્ગને દોરવણી આપી રહી છે, છેલ્લામાં છેલ્લી પાર્ટી કૉંગ્રેસના (એપ્રિલ ૧૯૨૦) આંકડાઓ મુજબ પાર્ટીના સભ્યોની સંખ્યા ૬૧૧૦૦૦ છે. સભ્યસંખ્યામાં ઑક્ટોબર ક્રાંતિ પહેલાં તેમ જ પછી ભારે ફેરફાર થતા રહ્યા છે, અને તે ૧૯૧૮ તથા ૧૯૧૯નાં વર્ષોમાંયે ઘણી ઓછી હતી.[30] પાર્ટીની અતિશય વૃદ્ધિની બાબતમાં આપણને ભય જેવું લાગે છે કારણ કે માત્ર ગોળીએ ઉડાવી દેવાને જ લાયક હોય એવા પદલોલુપ માણસો તથા ધુતારાઓ શાસક પાર્ટીની હરોળોમાં ઘૂસી જવાની પૂરી કોશિશ કરતા જ રહે છે. છેલ્લી વાર આપણે પાર્ટીના દરવાજા પૂરા ખોલી નાખેલા—માત્ર કામદારો તથા કિસાનો માટે—ત્યારે (૧૯૧૯ના શિયાળામાં) યુદેનિચ પેત્રોગ્રાદથી થોડાક જ માઈલ દૂર હતો અને દેનીકિન ઓરેલમાં (મોસ્કોથી લગભગ ૩૫૦ માઈલ દૂર) હતો, એટલે કે ત્યારે સોવિયેત પ્રજાસત્તાક મોતના જોખમમાં સપડાયેલું હતું અને લેભાગુઓ, પદલોલુપ માણસો, ધુતારાઓ, તથા સામાન્ય રીતે બિનવિશ્વાસપાત્ર લોકો કોમ્યુનિસ્ટોની સાથે ભળી જઈને ફાયદાકારક કારકિર્દી સાધી લેવાની ધારણા રાખી શકે એમ નહોતા (ઊલટાના તેઓ ફાંસી કે અત્યાચારના ભોગ બની જાય એવી શક્યતા વધારે હતી).[31] વાર્ષિક કૉંગ્રેસો ભરતી (સાવ તાજેતરની કૉંગ્રેસ ૧૦૦૦ સભ્યો દીઠ એક ડેલિગેટના આધારે ભરવામાં આવી હતી) પાર્ટીનું સંચાલન કૉંગ્રેસમાં ચૂંટાયેલા ઓગણીસ સભ્યોની કેંદ્રીય સમિતિ કરે છે. મોસ્કોમાં રોજિંદું કાર્ય 'ઓર્ગબ્યૂરો' (સંગઠન પંચ) તથા 'પોલિટબ્યૂરો' (રાજકીય પંચ) તરીકે ઓળખાતાં એથીયે નાનાં સંઘટનો સંભાળે છે. દરેક બ્યૂરોના પાંચ સભ્યો હોય છે અને તેમને કેંદ્રીય સમિતિની પૂર્ણ મિટિંગમાં ચૂંટવામાં આવે છે. આ તો જાણે કુલમુખત્યાર "અલ્પતંત્ર" હોય એવું લાગે ખરું. આપણા પ્રજાસત્તાકમાં, રાજ્યની કોઈ પણ સંસ્થા મહત્ત્વના એક પણ રાજકીય અથવા સંગઠનાત્મક સવાલનો ફેંસલો પાર્ટીની કેંદ્રીય સમિતિના માર્ગદર્શન વગર નથી કરતી.

પાર્ટી પોતાના કાર્યમાં **ટ્રેડ યુનિયનો** ઉપર સીધો આધાર રાખે છે. છેલ્લી કૉંગ્રેસના (એપ્રિલ ૧૯૨૦) આંકડાઓ મુજબ હાલ ટ્રેડ યુનિયનો ચાળીસ લાખથી વધારે સભ્યસંખ્યા ધરાવે છે અને ઔપચારિક દૃષ્ટિએ **બિનપાર્ટી**

સંગઠનો છે. પરંતુ વાસ્તવમાં ભારે મોટા ભાગનાં ટ્રેડ યુનિયનો તેમ જ ખાસ તો, બેશક, અખિલ રૂસી સામાન્ય ટ્રેડ યુનિયન કેંદ્ર અથવા બ્યૂરોનાં (ટ્રેડ યુનિયનોની અખિલ રૂસી કેંદ્રીય પરિષદ) તમામ સંચાલક ઘટકોના સભ્યો કોમ્યુનિસ્ટો છે અને એ ઘટકો પાર્ટીના બધા આદેશોનું પાલન કરે છે. એમ, સમગ્ર દૃષ્ટિએ જોતાં, આપણે ઔપચારિક રૂપે બિનકોમ્યુનિસ્ટ, લચીલું, અને પ્રમાણમાં બહોળું બહુ સમર્થ સર્વહારા વર્ગીય તંત્ર ધરાવીએ છીએ, અને તેની મારફત પાર્ટી **વર્ગ** તથા **લોકસમુદાયો** સાથે ગાઢ રીતે સંકળાયેલી છે, તેની મારફત પાર્ટીની આગેવાની હેઠળ **વર્ગ સરમુખત્યારી** અમલમાં મૂકવામાં આવે છે. ટ્રેડ યુનિયનો સાથે ગાઢ સંપર્ક વગર, કેવળ આર્થિક બાબતોમાં જ નહિ **પરંતુ લશ્કરી બાબતોમાં પણ** તેમના જોમદાર ટેકા તથા નિષ્ઠાભર્યા પ્રયાસો વગર, આપણે માટે અઢી વરસ તો શું અઢી મહિનાયે દેશનું શાસન ચલાવવાનું તથા સરમુખત્યારી જાળવી રાખવાનું અશક્ય જ બની ગયું હોત. એવા બહુ ગાઢ સંપર્કો અમલમાં સ્વાભાવિક રીતે જ પ્રચાર, ચળવળ, તેમ જ કેવળ મુખ્ય ટ્રેડ યુનિયન કાર્યકરો જોડે જ નહિ પરંતુ સામાન્ય રીતે સઘળા અસર ધરાવતા ટ્રેડ યુનિયન કાર્યકરો જોડે પણ વેળાસર તથા વારંવાર સંમેલનોના રૂપનું ખૂબ જટિલ તથા વૈવિધ્યસભર કાર્ય આવશ્યક બનાવે છે. એવા સંપર્કો મેન્શેવિકોની વિરુદ્ધ મક્કમ સંઘર્ષ આવશ્યક બનાવે છે. મેન્શેવિકો બહુ થોડા પણ અમુક અનુયાયીઓ હજી ધરાવે છે, અને તેઓ પોતાના અનુયાયીઓને જાતજાતના પ્રતિક્રાંતિકારી કાવાદાવા શીખવે છે. એવા કાવાદાવાઓમાં **(મૂડીવાદી)** લોકશાહીના બચાવથી તથા ટ્રેડ યુનિયનો "સ્વતંત્ર" (સર્વહારા વર્ગીય રાજ્ય સત્તાથી સ્વતંત્ર!) હોવાની જરૂરત સંબંધી ઉપદેશથી લઈને સર્વહારા વર્ગીય શિસ્તમાં ભંગાણ વગેરે સુધીનું બધું સામેલ હોય છે.

"લોકસમુદાયો" સાથે ટ્રેડ યુનિયનો મારફતના સંપર્કોને આપણે પૂરતા નથી ગણતા. આપણી ક્રાંતિ દરમિયાન અમલી પ્રવૃત્તિઓમાં **બિનપાર્ટી કામદારો તથા કિસાનોનાં સંમેલનો** જેવી પ્રથાઓ ઉદય પામી છે, અને આપણે એ પ્રથાને દરેક રીતે ટેકો આપવાની, વિકસાવવાની, તથા વિસ્તારવાની જહેમતો કરીએ છીએ જેથી લોકસમુદાયોના મિજાજને પારખી શકાય, તેમની વધારે નિકટતામાં પહોંચી શકાય, તેમની જરૂરિયાતો સંતોષી શકાય, તેમની અંદરના ઉત્તમ માણસોને આગળ આણીને રાજ્યનાં પદોની જવાબદારી સોંપી શકાય, વગેરે. રાજ્ય દ્વારા નિયંત્રણના લોક કમિસારિયતને

'કામદારો તથા કિસાનો દ્વારા નિરીક્ષણ વિભાગ'માં પલટાવી નાખવાના સંબંધમાં તાજેતરમાં જાહેર કરવામાં આવેલી ડિક્રીમાં, એવી જાતનાં બિનપાર્ટી સંમેલનોને જુદી જુદી જાતની તપાસણીઓ વગેરે માટે રાજ્ય દ્વારા નિયંત્રણના સભ્યોની વરણી કરવાનો અખત્યાર આપવામાં આવ્યો છે.

વળી પાર્ટીનું બધું કાર્ય બેશક સોવિયેતો મારફત કરવામાં આવે છે, અને સોવિયેતો કામધંધાના કશા ભેદભાવ વગર મહેનતકશ લોકસમુદાયોને આવરી લે છે. સોવિયેતોની જિલ્લા કૉંગ્રેસો એવી **લોકશાહીવાદી** સંસ્થાઓ છે કે જે મૂડીવાદી દુનિયાનાં સર્વોત્તમ લોકશાહીવાદી પ્રજાસત્તાકોમાં પણ કદી જોવામાં નથી આવી. એ કૉંગ્રેસો (જેના સંબંધમાં પાર્ટી બને એટલું ધ્યાન આપવાની કોશિશ કરે છે) મારફત તેમ જ ગ્રામવિસ્તારોમાં જુદાં જુદાં પદો પર વર્ગજાગૃત કામદારોની નિમણૂક સતત ચાલુ રાખીને સર્વહારા વર્ગ કિસાનપ્રજાના આગેવાન તરીકેની પોતાની ભૂમિકા ભજવે છે, શહેરી સર્વહારા વર્ગની સરમુખત્યારી અમલમાં મૂકે છે, અને અમીર, મૂડીવાદી, શોષક, તથા નફાખોર ખેડૂતો વગેરેની સામે પદ્ધતિસર સંઘર્ષ લડે છે.

સર્વહારા વર્ગીય રાજ્ય સત્તાનું સામાન્ય ક્રિયાતંત્ર "ઉપરથી", સરમુખત્યારીના વાસ્તવિક અમલની દૃષ્ટિએ, જોવામાં આવે તો એવું છે. વાચકની સમજણમાં એ વાત ઊતરવાની આશા રાખી શકાય કે આ ક્રિયાતંત્રને પચીસ વરસથી જાણતા અને નાનાં, ગેરકાનૂની, ભોમભીતર વર્તુળોમાંથી વિકસતું નીરખી ચૂકેલા રશિયન બોલ્શેવિકને, "ઉપરથી" **અથવા** "નીચેથી" સંબંધી, આગેવાનોની સરમુખત્યારી **અથવા** લોકસમુદાયોની સરમુખત્યારી સંબંધી, બધી વાતો હાસ્યાસ્પદ તથા બાલિશ બકવાદ લાગ્યા વગર, માણસને ડાબો પગ કે જમણો હાથ વધારે ઉપયોગી હોવા અંગેની ચર્ચા જેવું કશુંક લાગ્યા વગર, કેમ રહે જ નહિ.

જર્મન ઉગ્રવાદીઓની આડંબરી, ભારે પંડિતાઈભરી, અને ભયંકર ક્રાંતિકારી વાતો પણ આપણને એટલી જ હાસ્યાસ્પદ તથા બકવાદ જેવી લાગ્યા વગર રહે જ નહિ. એ વાતો એવા મતલબની હોય છે કે કોમ્યુનિસ્ટો પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાં કાર્ય કરી શકે જ નહિ અને તેમણે ન કરવું જોઈએ, એવા કાર્યને નકારી કાઢવાનું વાજબી જ છે, ટ્રેડ યુનિયનોમાંથી ખસી જવાનું અને બહુ ખુશનુમા (તથા ઘણું કરીને મોટે ભાગે બહુ તરુણ) કોમ્યુનિસ્ટોએ ઉપજાવી કાઢેલો નવોનકોર તથા અણિશુદ્ધ "કામદાર સંઘ" રચવાનું જરૂરી છે.

મૂડીવાદ તરફથી સમાજવાદ માટે અનિવાર્ય રીતે મૂકી જવામાં આવતા વારસામાં એક તરફ તો કામદારોની અંદર પુરાણા કામધંધા તથા કસબોના તફાવતો, સૈકાઓ દરમિયાન વિકસેલા તફાવતો, સામેલ હોય છે અને બીજી તરફ ટ્રેડ યુનિયનો સામેલ હોય છે. ટ્રેડ યુનિયનો બહુ ધીમા વેગે જ, અનેકાનેક વર્ષો દરમિયાન જ, વિકસી શકે અને વિકસશે, કસબમૂલક યુનિયનનું રૂપ ઓછું ધરાવતાં હોય એવાં વધારે વ્યાપક (કેવળ વિભાગો, કસબો, તથા કામધંધાઓને જ નહિ પરંતુ આખેઆખા ઉદ્યોગોને આવરી લેતાં) ઔદ્યોગિક યુનિયનોમાં પલટાઈ જશે, અને પછી એવાં ઔદ્યોગિક યુનિયનોનો તબક્કો વટાવીને લોકોની અંદરના શ્રમ વિભાજનને ખતમ કરી નાખશે, લોકોને કેળવણી તથા શિક્ષણ આપશે, તેમનો **સર્વાંગી વિકાસ સાધશે તથા તેમને સર્વાંગી** તાલીમ આપશે, જેથી તેઓ **બધું જ કરી શકે.** સામ્યવાદ એ દિશામાં આગેકૂચ કરી રહ્યો છે, તેણે આગેકૂચ ચાલુ રાખવાની છે, અને તે લક્ષ્ય **સિદ્ધ કરી લેશે,** પરંતુ ઘણાં ઘણાં વર્ષો પછી. પૂરા વિકસિત, પૂરા સ્થાયી તથા સુઘટિત, સર્વાંગસંપૂર્ણ તથા પરિપકવ સામ્યવાદનું એવું ભાવિ સુફળ હાંસલ કરી લેવાની કોશિશ આજે અમલી પ્રવૃત્તિમાં કરવી એ તો ચાર વરસના બાળકને ઉચ્ચતર ગણિતશાસ્ત્ર ભણાવવાની મહેનત કરવા જેવી વાત ગણાય.

આપણે સમાજવાદના નિર્માણનો આરંભ કલ્પિત માનવ સામગ્રી વડે અથવા આપણા તરફથી ખાસ તૈયાર કરવામાં આવેલી માનવ સામગ્રી વડે નહિ પરંતુ આપણને મૂડીવાદ પાસેથી વારસામાં મળેલી માનવ સામગ્રી વડે જ કરી શકીએ (અને કરવો જોઈએ). એ કામ બહુ "મુશ્કેલ" છે, તેનો ઇનકાર થઈ શકે જ નહિ, પરંતુ એ કર્તવ્યના સંબંધમાં બીજા કોઈ અભિગમો ચર્ચાને લાયક ગણાય એટલા ગંભીર હોઈ જ ન શકે.

મૂડીવાદી વિકાસના આરંભના દિવસોમાં ટ્રેડ યુનિયનો કામદાર વર્ગ માટે જબ્બર આગેકદમ બની રહ્યાં હતાં કારણ કે તેઓ કામદારોની વેરણછેરણ દશા તથા લાચારીમાંથી વર્ગ સંગઠનનાં **પ્રાથમિક રૂપો** તરફનું સંક્રમણ અંકિત કરતાં હતાં. સર્વહારા વર્ગીય સંગઠનના **સર્વોચ્ચ** રૂપનો, **સર્વહારા વર્ગની ક્રાંતિકારી પાર્ટીનો** (અને પાર્ટી આગેવાનોને વર્ગ તથા લોકસમુદાયોની સાથે સાંકળી લઈને સૌની એક જ અવિભાજ્ય સમગ્રતાનું ઘડતર ન કરી લે ત્યાં સુધી એવા નામની લાયકાત મેળવી જ ન શકે), વિકાસ **થવા** લાગ્યો ત્યારે ટ્રેડ યુનિયનો **અમુક** પ્રત્યાઘાતી લક્ષણો, એક જાતની કસબમૂલક

સંકુચિતતા, એક જાતની બિનરાજકીય વૃત્તિ, એક જાતની શિથિલતા, વગેરે જાહેર કરવા લાગ્યાં. પરંતુ સર્વહારા વર્ગનો વિકાસ ટ્રેડ યુનિયનો સિવાય, ટ્રેડ યુનિયનો અને કામદાર વર્ગની પાર્ટી વચ્ચેની પારસ્પરિક ક્રિયા સિવાય, બીજી કોઈ રીતે આખી દુનિયામાં ક્યાંય થયો નથી અને થઈ શકે એમ નહોતો. સર્વહારા વર્ગ તરફથી રાજકીય સત્તા કબજે કરી લેવાનું કૃત્ય સર્વહારાઓ માટે એક વર્ગ તરીકે વિરાટ આગેકદમ અંકિત કરે છે. અને પાર્ટીએ ટ્રેડ યુનિયનોને અગાઉ કરતાં વધારે પ્રમાણમાં અને કેવળ પુરાણી રીતે જ નહિ પરંતુ નવી રીતે પણ કેળવણી તથા દોરવણી આપવી જોઈએ. સાથે સાથે જ પાર્ટીએ ધ્યાનમાં રાખવું જોઈએ કે ટ્રેડ યુનિયનો અનિવાર્ય "સામ્યવાદની શાળા" તથા સર્વહારાઓને સરમુખત્યારી અમલમાં મૂકવાની તાલીમ આપતી પ્રારંભિક શાળા સમાં, દેશના સમગ્ર આર્થિક જીવનનો વહીવટ ધીરે ધીરે કામદાર **વર્ગને** હસ્તક (અલગ અલગ કામધંધાઓને હસ્તક નહિ) તથા આગળ જતાં તમામ મહેનતકશ લોકોને હસ્તક સુપરત કરી દેવા માટે કામદારોના અનિવાર્ય સંગઠન સમાં, છે અને લાંબા સમય સુધી કાયમ રહેશે.

સર્વહારા વર્ગની સરમુખત્યારીના સમયમાં ટ્રેડ યુનિયનોની અંદર ઉપર નિર્દેશિત અર્થનું **અમુક** "પ્રત્યાઘાતીપણું" **અનિવાર્ય** છે. એ વાત ન સમજવી એટલે મૂડીવાદમાંથી સમાજવાદમાં **સંક્રમણની** મૂળભૂત શરતોને જ બિલકુલ ન સમજવી. **એવા** "પ્રત્યાઘાતીપણાની" બીક રાખવામાં અથવા તેને **ટાળવાની** કે ઠેકી જવાની કોશિશ કરવામાં તો ભયંકર બેવકૂફી જ થાય કારણ કે તેનો અર્થ સર્વહારા વર્ગીય અગ્રિમ હરોળની એ કામગીરીથી ડરવા જેવો થાય કે જેમાં કામદાર તથા કિસાનપ્રજાના સૌથી પછાત સ્તરો તથા સમુદાયોને તાલીમ આપવાની, કેળવણી આપવાની, જાણકારી આપવાની, તથા નવા જીવનમાં ખેંચવાની બાબતો સામેલ છે. બીજી તરફ, વ્યવસાયગત સંકુચિતતા ધરાવતો એક પણ કામદાર બાકી ન રહે ત્યાં સુધી, વિભાગ પરાયણ અથવા ધંધાગત યુનિયન પરાયણ પૂર્વગ્રહો ધરાવતો એક પણ કામદાર બાકી ન રહે ત્યાં સુધી, સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનું મોકૂફ રાખી દેવામાં તો એથીયે વધારે ગંભીર ભૂલ થાય. રાજકારણની કલા (અને કોમ્યુનિસ્ટોની પોતાનાં કર્તવ્યોની ખરી સમજણ) એ વાતમાં સમાયેલી છે કે સંજોગોનો ખરો તાગ કાઢી લેવામાં આવે અને એવી ઘડીને પારખી લેવામાં આવે કે જ્યારે સર્વહારા વર્ગની અગ્રિમ હરોળ સફળતાથી સત્તા

હાથમાં લઈ શકે, કામદાર વર્ગ તથા બિનસર્વહારા મહેનતકશ લોકસમુદાયોના સારી પેઠે વ્યાપક સ્તરોનો પૂરતો ટેકો—સત્તા કબજે કરી લેવાના કદમ દરમિયાન અને ત્યાર પછી—હાંસલ કરી શકે, અને ત્યાર બાદ મહેનતકશ લોકોના નિરંતર વધારે ને વધારે બહોળા સમુદાયોને કેળવણી આપીને, તાલીમ આપીને, તથા પોતાની તરફ આકર્ષીને પોતાના શાસનને જાળવી શકે, દૃઢ બનાવી શકે, તથા વિસ્તારી શકે.

આગળ. રશિયા કરતાં વધારે ઉન્નત દેશોમાં ટ્રેડ યુનિયનોની અંદર અમુક પ્રત્યાઘાતીપણું આપણા દેશની સરખામણીએ ઘણા વધારે પ્રમાણમાં વ્યકત થયું છે અને ચોક્કસ થવાનું જ હતું. આપણા મેન્શેવિકોને ટ્રેડ યુનિયનોમાં ટેકો મળ્યો (અને નાની સંખ્યાનાં યુનિયનોમાં અમુક અંશે હજી મળે છે) તેમાં વિભાગમૂલક સંકુચિતતા, ધંધાગત અહંકાર, તથા તકવાદ કારણભૂત હતાં. પશ્ચિમના મેન્શેવિકોએ ટ્રેડ યુનિયનોમાં ઘણો વધારે મક્કમ અડ્ડો જમાવી દીધો છે, ત્યાં **વ્યવસાયઘેલા, સંકુચિત, અહંપ્રેમી, લાગણીશૂન્ય, લાલચુ, નિમ્ન-મૂડીવાદી, સામ્રાજ્યવાદી મનોવૃત્તિ ધરાવતા અને સામ્રાજ્યવાદે ભ્રષ્ટ બનાવી દીધેલા "કામદાર અમીરો"** આપણા દેશની સરખામણીએ ઘણા વધારે જોરદાર વિભાગમાં વિકસેલા છે. એ તો નિર્વિવાદ હકીકત છે. પશ્ચિમ યુરોપમાં હોમ્પેર્સો, સજ્જનો ઝૂઓ, હેન્ડેર્સનો, મેર્હેઈમો, તથા લેગિન અને કંપની સામેનો સંઘર્ષ, આપણા **તદ્દન સમજાતિ** સામાજિક તથા રાજકીય પ્રકાર બની રહેતા મેન્શેવિકો સામેના સંઘર્ષ કરતાં, ઘણો વધારે મુશ્કેલ છે. એ સંઘર્ષ નિષ્ઠુરતાથી લડવાનો છે અને તેને અચૂક એવી કક્ષાએ પહોંચાડી દેવાનો છે—આપણે પહોંચાડી દીધો હતો એવી જ રીતે—કે જ્યારે તકવાદ તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદના તમામ રીઢા આગેવાનોને સાવ બેઆબરૂ બનાવી દેવામાં આવે તથા ટ્રેડ યુનિયનોમાંથી કાઢી મૂકવામાં આવે. સંઘર્ષ **ચોક્કસ** તબક્કામાં ન પહોંચે ત્યાં સુધી રાજકીય સત્તા કબજે ન કરી શકાય (અને કબજે કરવાનો પ્રયત્ન ન કરવો જોઈએ). એ "ચોક્કસ તબક્કો" જુદા જુદા દેશોમાં તથા જુદા જુદા સંજોગોમાં **નિરનિરાળો** હશે. દરેક અલગ દેશમાં સર્વહારા વર્ગના ચિંતનશીલ, અનુભવી, તથા જાણકાર રાજકીય આગેવાનો જ તેને સાચી રીતે પારખી શકે. (રશિયામાં એ સંઘર્ષની સફળતાના માપદંડોમાંનો એક ૧૯૧૭ના ઑકટોબરની ૨૫મી તારીખની સર્વહારા વર્ગીય ક્રાંતિ પછી થોડાક દિવસે ૧૯૧૭ના નવેંબરમાં બંધારણસભાની[32] ચૂંટણીઓમાં અંકિત થયો હતો.

એ ચૂંટણીઓમાં મેન્શેવિકોને સજ્જડ હાર મળી હતી. બોલ્શેવિકોને મળેલા ૯૦૦૦૦૦૦ મતની સામે તેમને ૭૦૦૦૦૦—ટ્રાન્સકોકેસિયાના મત ઉમેરવામાં આવે તો ૧૪૦૦૦૦૦—મત મળ્યા હતા. જુઓ 'કોમ્મૂનિસ્તિચેસ્કી ઇન્તેરનાત્સિઓનાલ'ના અંક ૭-૮માં મારો લેખ 'બંધારણસભાની ચૂંટણીઓ અને સર્વહારા વર્ગની સરમુખત્યારી'.)

આપણે કામદાર સમુદાયો વતી અને તેમને આપણા પક્ષે ખેંચી લેવાના આશયે "કામદાર અમીરો" સામે સંઘર્ષ લડી રહ્યા છીએ, આપણે કામદાર વર્ગને આપણા પક્ષે ખેંચી લેવાના આશયે તકવાદી તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદી આગેવાનો સામે સંઘર્ષ લડી રહ્યા છીએ. એ સાવ પ્રાથમિક તથા એકદમ આપજાહેર તથ્યને ભૂલી જવામાં તો મૂઢતા જ ગણાય. પરંતુ જર્મન "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટો બરાબર એવી જ મૂઢતા કરે છે, ટ્રેડ યુનિયનોની **ટોચની નેતાગીરીના** પ્રત્યાઘાતી તથા પ્રતિક્રાંતિકારી રૂપલક્ષણ**ને કારણે** તેઓ એકદમ એવી તારવણી કરી લે છે કે... આપણે ટ્રેડ યુનિયનોમાંથી નીકળી જવું જોઈએ, તેમાં કાર્ય કરવાની ના પાડી દેવી જોઈએ, અને કામદાર સંગઠનનાં નવાં તથા **કૃત્રિમ** રૂપો રચી કાઢવાં જોઈએ! આ છબરડો એટલો અક્ષમ્ય છે કે તેને કોમ્યુનિસ્ટો તરફથી મૂડીદાર વર્ગની મોટામાં મોટી સેવા તરીકે જ ગણાવી શકાય. આપણા મેન્શેવિકો પણ તમામ તકવાદી, સામાજિક-અંધરાષ્ટ્રવાદી, તથા કાઉત્સ્કીપંથી ટ્રેડ યુનિયન આગેવાનોની જેમ જ બીજા કોઈ જેવા નહિ પરંતુ કેવળ "કામદાર આંદોલનની અંદર મૂડીદાર વર્ગના દલાલો" જેવા જ છે (અને આપણે હંમેશાં કહ્યું છે કે મેન્શેવિકો એવા છે), અથવા અમેરિકામાં દેનિએલ દે લેઓનના અનુયાયીઓના સરસ તેમ જ ગહન સત્ય ધરાવતા શબ્દો વાપરીએ તો "મૂડીદાર વર્ગના કામદાર ચાકરો" છે. પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાં કામ કરવાની ના પાડવી એટલે કામદારોના અપૂરતા વિકસિત અથવા પછાત સમુદાયોને પ્રત્યાઘાતી આગેવાનોની, મૂડીદાર વર્ગના દલાલોની, કામદાર અમીરોની, અથવા "એકદમ મૂડીવાદી બની ગયેલા કામદારો"ની અસર હેઠળ રહેવા દેવા (૧૮૫૮માં એંગેલ્સે બ્રિટિશ કામદારો વિશે માર્ક્સને લખેલો પત્ર[33] જુઓ).

કોમ્યુનિસ્ટોને પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાં કામ કરવાની મનાઈ ફરમાવતો આ હાસ્યાસ્પદ "સિદ્ધાંત" "લોકસમુદાયોને" પ્રભાવિત કરવાના સવાલ અંગે "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટોના છીછરા વલણને તેમ જ "લોકસમુદાયો"

સંબંધી દેકારાના તેમના દુરુપયોગને તદ્દન સાફ જાહેર કરી દે છે. "લોકસમુદાયોને" મદદ કરવી હોય અને "લોકસમુદાયોની" હમદર્દી તથા ટેકો હાંસલ કરી લેવાં હોય તો મુશ્કેલીઓથી ન ડરવું જોઈએ, "આગેવાનો"ના (તેઓ તકવાદીઓ તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ હોવાથી મોટા ભાગના દાખલાઓમાં સીધી કે આડકતરી રીતે મૂડીદાર વર્ગ તથા પોલીસ જોડે સંકળાયેલા હોય છે) ઘોંચપરોણા, છળકપટ, અપમાનો, તથા કનડગતથી ન ડરવું જોઈએ, પરંતુ **જ્યાં જ્યાં લોકસમુદાયો હોય ત્યાં ત્યાં** ચોક્કસ **કામ** કરવું જ જોઈએ. જ્યાં જ્યાં સર્વહારા કે અર્ધ-સર્વહારા લોકસમુદાયો હોય એવી તમામ — અત્યંત પ્રત્યાઘાતી પણ — સંસ્થાઓ, મંડળો, તથા સંઘોમાં ચળવળ તથા પ્રચાર પદ્ધતિસર, ખંતથી, એકધારી રીતે, તથા ધીરજથી ચલાવવા માટે ગમે તેવાં બલિદાનો આપવાની તૈયારી રાખવી જોઈએ, મોટામાં મોટા અવરોધો પાર કરવાની શકિત કેળવવી જોઈએ. ટ્રેડ યુનિયનો અને કામદાર સહકારી મંડળો બરાબર એવાં સંગઠનો છે કે જેમાં લોકસમુદાયો હોય છે (કામદાર સહકારી મંડળોમાં ઓછામાં ઓછું ક્યારેક તો હોય જ છે). 'ફોલ્કેટ્સ ડાગબ્લાડ પોલિટિકેન' નામે સ્વિડિશ અખબારમાં ૧૯૨૦ના માર્ચની ૧૦મી તારીખે ટાંકવામાં આવેલા આંકડા મુજબ ગ્રેટ બ્રિટનમાં ટ્રેડ યુનિયનોના સભ્યોની સંખ્યા ૧૯૧૭ના અંતમાં ૫૫૦૦ ૦૦૦ હતી તે વધીને ૧૯૧૮ના અંતમાં ૬૬૦૦ ૦૦૦ થઈ હતી, ૧૯ ટકાનો વધારો થયો હતો. ૧૯૧૯ના અંતમાં સભ્યોની સંખ્યા ૭૫૦૦ ૦૦૦ અંદાજવામાં આવી હતી. ફ્રાંસ તથા જર્મનીના સંબંધમાં એ જ સમયના આંકડા અત્યારે મારી પાસે નથી, પરંતુ એકદમ નિર્વિવાદ અને સામાન્ય રીતે જાણીતા આંકડા બતાવે છે કે એ દેશોમાં પણ ટ્રેડ યુનિયનોના સભ્યોની સંખ્યામાં ઝડપી વધારો થયો હતો.

આ હકીકતો વધારેમાં વધારે સાફ રીતે કશુંક એવું બતાવી આપે છે કે જેને બીજી હજારો નિશાનીઓ પણ પુષ્ટિ આપે છે — અર્થાત્ કે સર્વહારા લોકસમુદાયોમાં, "નીચલા" થરોમાં, પછાત વિભાગોમાં, સંગઠન સંબંધી સભાનતા તથા ઉત્કંઠા વધી રહી છે. ગ્રેટ બ્રિટન, ફ્રાંસ, તથા જર્મનીમાં લાખો કામદારો **પહેલી જ વાર** તદ્દન સંગઠન વગરની દશામાંથી સંગઠનના પ્રાથમિક, સાવ નીચલી કક્ષાના, સાદામાં સાદા, અને (મૂડીવાદી-લોકશાહીવાદી પૂર્વગ્રહોથી જેઓ હજી એકદમ જકડાયેલા છે તેમને માટે) સાવ સહેલાઈથી સમજી શકાય એવા રૂપમાં, એટલે કે ટ્રેડ યુનિયનોમાં, પહોંચી રહ્યા છે. તેમ છતાં, ક્રાંતિકારી પરંતુ અણસમજુ ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો

ઊભા ઊભા "લોકસમુદાયો", "લોકસમુદાયો"ના દેકારા કરતા રહે છે, ટ્રેડ યુનિયનો "પ્રત્યાઘાતી" હોવાનું બહાનું કાઢીને **તેમાં કામ કરવાની ના પાડે છે**, અને એવો નવોનકોર, અણિશુદ્ધ, મઝાનો "કામદાર સંઘ" ઉપજાવી કાઢે છે કે જે મૂડીવાદી-લોકશાહીવાદી પૂર્વગ્રહોના દોષથી મુક્ત હોય, વિભાગ પરાયણતા તથા ધંધાગત સંકુચિતતાનાં પાપોની બાબતમાં નિર્દોષ હોય, તેમના દાવા મુજબ બહોળું સંગઠન બની રહે (બની રહે!), અને જેમાં સામેલ થવા માટેની એકમાત્ર (એકમાત્ર!) શરત "સોવિયેત પદ્ધતિ તથા સરમુખત્યારીને માન્ય કરી લેવાની" હોય (જુઓ અગાઉ ટાંકેલો ફકરો)!!

આથી વધારે મૂર્ખતાની, ક્રાંતિને જેટલું નુકસાન "ઉગ્રવાદી" ક્રાંતિકારીઓ કરી રહ્યા છે એથી વધારે નુકસાનની, કલ્પના અશક્ય જ છે! અરે, રશિયામાં આજે, અઢી અઢી વરસ સુધી રશિયાના તેમ જ સમહિત જૂથના[34] મૂડીદાર વર્ગની ઉપર અજોડ ફતેહો હાંસલ કરી લીધા પછી, આપણે ટ્રેડ યુનિયનમાં સામેલ થવા માટે "સરમુખત્યારીને માન્ય કરી લેવાની" શરત મૂકીએ તો ભારે મૂર્ખાઈ જ કરીએ, લોકસમુદાયોની અંદર આપણી અસરને ધક્કો પહોંચાડીએ, અને મેન્શેવિકોને મદદ કરીએ. કોમ્યુનિસ્ટોએ પાર પાડવાનું કર્તવ્ય પછાત વિભાગોને **સમજણ આપવાનું** છે, તેમની **અંદર** કાર્ય કરવાનું છે; કૃત્રિમ તથા બાલિશ "ઉગ્રવાદી" સૂત્રો પોકારીને એ વિભાગોથી **અળગા પડી જવાનું** કોમ્યુનિસ્ટોને પાલવે એમ નથી.

એ વાતમાં શંકાને સ્થાન જ નથી કે જે "ઉગ્રવાદી" ક્રાંતિકારીઓ જર્મન વિરોધીઓની જેમ "સિદ્ધાંતના આધારે" (આપણને એવા "સિદ્ધાંતો"થી ખુદા બચાવે!), અથવા અમેરિકી 'વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘ'ના[35] કેટલાક ક્રાંતિકારીઓની જેમ, પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાંથી નીકળી જવાની હિમાયત કરી રહ્યા છે તથા તેમાં કામ કરવાની ના પાડી રહ્યા છે તેમની તરફ હોમ્પેર્સો, હેન્ડેર્સનો, ઝૂઓ, તથા લેગિનો ભારે અહેસાનની લાગણી ધરાવે છે. એ વાતમાં શંકાને સ્થાન જ નથી કે સજજનો તકવાદના "આગેવાનો" તરફથી મૂડીવાદી સરકારો, ધર્મસંસ્થાઓ, પોલીસ, તથા અદાલતોને મદદ કરવાના આશયે મૂડીવાદી મુત્સદ્દીગીરીની તમામ ચાલબાજીઓ અજમાવવામાં આવી રહી છે, જેથી કોમ્યુનિસ્ટોને ટ્રેડ યુનિયનોથી અળગા રાખી શકાય, તેમને ગમે તે રીતે ટ્રેડ યુનિયનોમાંથી કાઢી મૂકી શકાય, તેમને માટે ટ્રેડ યુનિયનોમાં કામ કરવાનું બને એટલું

અકારું બનાવી શકાય, તેમને અપમાનિત કરી શકાય, પજવી શકાય, કનડગતના ભોગ બનાવી શકાય. એવાં બધાં કૃત્યોનો સામનો કરવાની શક્તિ કેળવી લેવી જોઈએ, ગમે તેવાં બલિદાનો આપવા તૈયાર રહેવું જોઈએ, અને ટ્રેડ યુનિયનોમાં દાખલ થઈ જવા, ટકી રહેવા, તથા ગમે તે ભોગે સામ્યવાદી પ્રવૃત્તિ ચાલુ રાખવા માટે જરૂર પડે તો જાતજાતની તરકીબો, હિકમતો તથા ગેરકાનૂની રીતો, બહાનાં તેમ જ ચાલાકીઓ અજમાવવાની તૈયારી પણ રાખવી જોઈએ. ઝારશાહીના જમાનામાં ૧૯૦૫ સુધી આપણે કશી "કાયદેસર શક્યતાઓ" નહોતા ધરાવતા. પરંતુ છૂપી પોલીસના બાતમીદાર ઝુબાતોવે ક્રાંતિકારીઓને સપડાવવાના તથા તેમનો મુકાબલો કરવાના આશયે યમદૂત કામદાર સભાઓ તથા કામદાર મંડળોનું સંગઠન કર્યું ત્યારે આપણે આપણી પાર્ટીના સભ્યોને એવી સભાઓ તથા મંડળોમાં દાખલ કરાવી દીધા હતા. (તેમાંનો એક સાથી બાબુશ્કિન તો મને વ્યક્તિગત રીતે યાદ છે. પિટર્સબર્ગના એ આગેવાન કામદારને ૧૯૦૬માં ઝારશાહી જનરલોના હુકમ મુજબ ગોળીએ ઉડાવી દેવામાં આવ્યો હતો.) તેમણે લોકસમુદાયો જોડે સંપર્કો સ્થાપ્યા હતા, આંદોલનો ચલાવ્યાં હતાં, અને કામદારોની અંદર ઝુબાતોવના દલાલોની અસર ખતમ કરી નાખવામાં સફળતા હાંસલ કરી હતી*. પશ્ચિમ યુરોપમાં અત્યંત ઊંડાં મૂળિયાં ઘાલી ગયેલા કાનૂનવાદી, બંધારણવાદી, તથા મૂડીવાદી-લોકશાહીવાદી પૂર્વગ્રહો ખૂબ ઓતપ્રોત છે એટલે ત્યાં એવી સફળતા હાંસલ કરવાનું બેશક વધારે મુશ્કેલ છે. પરંતુ એવી સફળતા હાંસલ થઈ શકે તથા કરવી જ જોઈએ, અને તે પણ પદ્ધતિસર.

મારા અભિપ્રાય મુજબ, સામાન્ય રીતે પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાં કામ કરવાના ઇનકારની નીતિને (વિગતવાર સમજાવીને કે એવા ઇનકારમાં કેવી નાદાની છે અને તે સર્વહારા વર્ગીય ક્રાંતિને કેવી બેહદ હાનિ પહોંચાડે છે) તથા ખાસ કરીને હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના કેટલાક સભ્યોના વર્તનને ત્રીજી ઇન્ટરનેશનલની કારોબારી સમિતિએ ચોક્કસ વખોડી કાઢવાં જોઈએ

---

*હોમ્પેર્સો, હેન્ડેર્સનો, ઝૂઓ, તથા લેગિનો બીજા કોઈ નહિ પણ ઝુબાતોવો જ છે. ફેર માત્ર એટલો જ છે કે તેઓ આપણા ઝુબાતોવની સરખામણીમાં યુરોપીય સ્વાંગ તથા છટા ધરાવે છે અને પોતાની ઘૃણાસ્પદ નીતિ સભ્ય, સંસ્કારી, તથા લોકશાહીવાદની સૌમ્ય રીતે ચલાવે છે.

અને કોમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલની આગામી કૉંગ્રેસમાં પણ વખોડી કાઢવાની હાકલ કરવી જોઈએ. હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના એ સભ્યોએ સીધી કે આડકતરી, ઉઘાડી કે છાની, પૂરી કે આંશિક, રીતે—કેવી રીતે એ વાત મહત્ત્વની નથી—ઉપરોક્ત ભૂલભરેલી નીતિને ટેકો આપ્યો છે. ત્રીજી ઇન્ટરનૅશનલે બીજી ઇન્ટરનૅશનલની કાર્યનીતિને તજી દેવી જોઈએ. તેણે વિવાદના મુદ્દાઓને ટાળવા ન જોઈએ કે ઉતારી ન પાડવા જોઈએ પરંતુ સીધેસીધી રીતે પેશ કરવા જોઈએ. આખું સત્ય "સ્વતંત્રો" (જર્મનીની સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી) સમક્ષ સાફ રજૂ કરી દેવામાં આવ્યું છે, અને એવી જ રીતે આખું સત્ય "ઉગ્રવાદી" સામ્યવાદીઓ સમક્ષ સાફ રજૂ કરી દેવું જોઈએ.

## ૭

## મૂડીવાદી સંસદોમાં ભાગ લઈ શકાય ખરો?

જર્મન "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટો આ સવાલનો જવાબ બેહદ તુચ્છકારથી અને ભારે અવિચારીપણે નકારમાં આપે છે. તેમની દલીલો? અગાઉ ટાંકેલા ફકરામાં આપણને વાંચવા મળે છે:

> "...સંઘર્ષનાં ઐતિહાસિક તથા રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત બની ચૂકેલાં સંસદીય રૂપો પાછાં અપનાવવાના કોઈ પણ જાતના પ્રયાસને... ભારપૂર્વક રદિયો આપી જ દેવો જોઈએ..."

આ કથન હાસ્યાસ્પદ ઘમંડથી કરવામાં આવ્યું છે અને તદ્દન ખોટું છે. સંસદવાદ "પાછો અપનાવવો"! કદાચ જર્મનીમાં સોવિયેત પ્રજાસત્તાક સ્થપાઈ ચૂક્યું છે? એમ લાગતું તો નથી! તો પછી "પાછાં અપનાવવા"ની વાત કોઈ કેવી રીતે કરી શકે? આ શું ઠાલો વાણીવિલાસ નથી?

સંસદવાદ "ઐતિહાસિક દૃષ્ટિએ કાલગ્રસ્ત" બની ચૂકેલો છે. એ વાત પ્રચારના અર્થમાં ખરી છે. પરંતુ **વાસ્તવમાં** તેને ખતમ કરી નાખવાની બાબત તો હજી બહુ દૂર છે. મૂડીવાદને "ઐતિહાસિક દૃષ્ટિએ કાલગ્રસ્ત" દાયકાઓ પહેલાં ગણાવી શકાયો હોત—અને સાવ ખરી રીતે ગણાવી શકાયો હોત—પરંતુ એથી મૂડીવાદના **આધારે** બહુ લાંબો તથા બહુ ખંતીલો સંઘર્ષ

લડવાની આવશ્યકતા જરા પણ ખતમ નથી થઈ જતી. **વિશ્વ ઈતિહાસના** આધારે વાત કરીએ તો સંસદવાદ "ઐતિહાસિક દૃષ્ટિએ કાલગ્રસ્ત" બની ગયો છે, એટલે કે મૂડીવાદી સંસદવાદનો **યુગ** પૂરો થઈ ગયો છે, સર્વહારા વર્ગની સરમુખત્યારીનો **યુગ શરૂ થઈ ગયો છે**. એ વાત તો નિર્વિવાદ છે. પરંતુ વિશ્વ ઐતિહાસિક સમયની ગણતરી તો દાયકાઓમાં થતી હોય છે. વિશ્વ ઈતિહાસના માપદંડ વડે આંકવામાં આવે ત્યારે દસ-વીસ વરસ આમ કે તેમ હોય તેથી કશો ફેર ન પડે. વિશ્વ ઈતિહાસની દૃષ્ટિએ જોતાં એ તો નજીવી બાબત ગણાય અને તેને આશરે પણ લક્ષમાં ન લઈ શકાય. પરંતુ એ જ કારણસર, જો અમલી રાજકારણને વિશ્વ ઈતિહાસના માપદંડ વડે માપવામાં આવે તો ભારે ભયંકર સૈદ્ધાંતિક ભૂલ થાય.

સંસદવાદ "રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત" છે ખરો? એ તો સાવ જુદી જ વાત છે. એવું કથન ખરું હોય તો "ઉગ્રવાદીઓનું" ધોરણ સબળ બની ગયું હોત. પરંતુ એવા કથનને અત્યંત ગંભીર પૃથક્કરણ વડે સાબિત કરવું પડે, અને "ઉગ્રવાદીઓને" તો એટલીયે ખબર નથી કે એવું પૃથક્કરણ કેવી રીતે હાથમાં લેવું. આપણે હમણાં જોઈશું કે ૧૯૨૦ના ફેબ્રુઆરીમાં 'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલના ઍમ્સ્ટર્ડામ સ્થિત કામચલાઉ બ્યૂરોના બુલેટિન'ના પ્રથમ અંકમાં પ્રગટ થયેલી અને દેખીતી રીતે જ ડચ-ઉગ્રવાદી અથવા ઉગ્રવાદી-ડચ કોશિશોને વ્યકત કરતી "સંસદવાદ સંબંધી થિસિસો" પણ સાવ દમ વગરની છે.

પહેલી વાત. આપણે જાણીએ છીએ કે જર્મન "ઉગ્રવાદીઓએ" રોઝા લુકઝેમ્બુર્ગ તથા કાર્લ લીબ્કનેખ્ત[36] જેવા નામાંકિત રાજકીય આગેવાનોના અભિપ્રાયથી ઊલટા જઈને સંસદવાદને છેક ૧૯૧૯ના જાન્યુઆરીમાં "રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત" ગણાવ્યો હતો. આપણે જાણીએ છીએ કે તેમાં "ઉગ્રવાદીઓની" ભૂલ હતી. એકલી એ હકીકત જ સંસદવાદ "રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત" હોવાના વિધાનને તત્કાળ તથા જડમૂળથી ખતમ કરી નાખે છે. "ઉગ્રવાદીઓએ" પોતે જ સાબિત કરવાનું છે કે એ વખતે તેમની નિર્વિવાદ ભૂલ હવે ભૂલ કેમ નથી રહી. તેઓ જરાક સરખીયે સાબિતી પૂરી પાડતા નથી અને પાડી શકે એમ નથી. કોઈ પણ રાજકીય પાર્ટી કેટલી ગંભીર છે અને પોતાના **વર્ગ** તરફની તેમ જ મહેનતકશ **લોકસમુદાયો** તરફની પોતાની ફરજો **અમલમાં** કેવી રીતે પૂરી કરે છે, તેનો ફેંસલો કરવાની વધારેમાં વધારે મહત્ત્વની તથા વધારેમાં વધારે ચોક્કસ

રીતોમાંની એક, એ પાર્ટીનું પોતાની ભૂલો અંગેનું વલણ તપાસી લેવાની હોય છે. ભૂલને નિખાલસ રીતે કબૂલ કરી લેવી, તેનાં કારણો ગોતી કાઢવાં, ભૂલમાં ધકેલી દેનારા સંજોગોનું પૃથક્કરણ કરવું, અને ભૂલને સુધારી લેવાના ઉપાયો ઘડી કાઢવા—ગંભીર પાર્ટીનું લક્ષણ એવું હોય છે, પોતાની ફરજો બજાવવાની રીત એવી હોય છે, પોતાના **વર્ગને** અને પછી **લોકસમુદાયોને** કેળવણી આપવાની રીત એવી હોય છે. જર્મનીમાં (અને હોલૅંડમાં) "ઉગ્રવાદીઓએ" એવી ફરજ ન બજાવીને, અને પોતાની ભયંકર ભૂલના સંબંધમાં ધ્યાન તથા કાળજી ન બતાવીને, સાબિત કરી દીધું છે કે તેઓ **વર્ગની પાર્ટી** નથી પરંતુ વર્તુળ છે, **લોકસમુદાયોની પાર્ટી** નથી પરંતુ બુદ્ધિવાદીઓનું તથા બુદ્ધિવાદનાં બદતરીન લક્ષણોના પોપટિયા રટણમાં રાચતા રહેતા થોડાક કામદારોનું ગ્રૂપ છે.

બીજી વાત. "ઉગ્રવાદીઓના" ફ્રૅંકફર્ટ ગ્રૂપની અમે વિગતવાર ટાંકેલી એ જ પુસ્તિકામાં આપણને વાંચવા મળે છે:

> "...હજી કેંદ્રને" (કૅથોલિક "કેંદ્ર" પાર્ટીને) "પગલે પગલે ચાલતા લાખો કામદારો પ્રતિક્રાંતિકારી છે. ગામોના સર્વહારાઓ પ્રતિક્રાંતિકારી લશ્કરને જબ્બર ટુકડીઓ પૂરી પાડે છે" (પુસ્તિકાનું પૃષ્ઠ ૩).

બધું બતાવી આપે છે કે આ કથન વધારે પડતું આડેધડ તથા અતિશયોક્તિભર્યું છે. પરંતુ અહીંયાં રજૂ કરવામાં આવેલી બુનિયાદી હકીકત નિર્વિવાદ છે, અને "ઉગ્રવાદીઓએ" તેને આપેલી માન્યતા તેમની ભૂલની ખાસ સચોટ સાબિતી પૂરી પાડે છે. "લાખોની સંખ્યામાં" તથા "વિશાળ ટુકડીઓમાં" **સર્વહારાઓ** હજી સામાન્ય રીતે સંસદવાદની તરફેણ કરતા હોય એટલું જ નહિ પરંતુ નર્યા "પ્રતિક્રાંતિકારીઓ" પણ હોય તો કેવી રીતે કહી શકાય કે "સંસદવાદ રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત છે"!? વાત સાફ છે કે જર્મનીમાં સંસદવાદ **હજી** રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત **નથી**. વાત સાફ છે કે જર્મનીમાં "ઉગ્રવાદીઓએ" પોતાની મંછાને, પોતાની રાજકીય-વૈચારિક વૃત્તિને, વસ્તુગત પરિસ્થિતિ સમજી લીધી છે. એ તો ક્રાંતિકારીઓ માટે વધારેમાં વધારે જોખમકારક ગલતી છે. રશિયામાં—જ્યાં વિશેષે લાંબા ગાળાની તથા વિશેષે નિરનિરાળાં રૂપોની અત્યંત પાશવી તથા જંગલી ઝારશાહી ધૂંસરીએ અનેકવિધ છાયાઓના ક્રાંતિકારીઓ, વિસ્મયકારક નિષ્ઠા, જોમ,

પ્રરાક્રમ, તથા મનોબળ દાખવનારા ક્રાંતિકારીઓ, પેદા કર્યા હતા ત્યાં—રશિયામાં ક્રાંતિકારીઓની એ ગલતી આપણે ખાસ નજીકથી જોઈ ચૂક્યા છીએ, આપણે તેનું ખાસ કાળજીથી પરીક્ષણ કરી ચૂક્યા છીએ, આપણે તેની ખાસ જાણકારી ધરાવીએ છીએ, એટલે આપણે બીજાઓની એવી ગલતીને પણ એકદમ સાફ પારખી શકીએ. જર્મનીમાં કોમ્યુનિસ્ટો માટે બેશક સંસદવાદ "રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત" થઈ ગયો છે, પરંતુ અસલ મુદ્દો તો એ છે કે જે કંઈ **આપણે માટે** કાલગ્રસ્ત થઈ ગયું હોય તેને **વર્ગ માટે, લોકસમુદાયો માટે,** કાલગ્રસ્ત ન ગણી લેવું જોઈએ. અહીંયાં આપણને ફરી જોવા મળે છે કે "ઉગ્રવાદીઓને" સરખી રીતે વિચાર કરતાં આવડતું નથી, **વર્ગની** પાર્ટી તરીકે, **લોકસમુદાયોની** પાર્ટી તરીકે, કદમ ઉઠાવતાં આવડતું નથી. તમારે લોકસમુદાયોની કક્ષાએ, વર્ગના પછાત સ્તરોની કક્ષાએ, ન ઊતરી પડવું જોઈએ. એ વાત તો નિર્વિવાદ છે. તમારે તેમને કડવું સત્ય જણાવી દેવું જ જોઈએ. તેમના મૂડીવાદી-લોકશાહીવાદી તથા સંસદ સંબંધી પૂર્વગ્રહોને તમારે સાફ સાફ પૂર્વગ્રહો તરીકે જાહેર કરી દેવા જ જોઈએ. પરંતુ સાથે સાથે તમારે સમગ્ર વર્ગની (કેવળ સામ્યવાદી મોખરાની હરોળની જ નહિ) તેમ જ તમામ મહેનતકશ **લોકોની** (કેવળ તેમના અગ્રિમ માણસોની જ નહિ) વર્ગજાગૃતિ તથા તૈયારીની **વસ્તુગત** સ્થિતિનું નિરીક્ષણ **સમજદારીથી** કરતા રહેવું જ જોઈએ.

ઔદ્યોગિક કામદારો ભલે "લાખોની સંખ્યામાં" તથા "વિશાળ ટુકડીઓમાં" નહિ પરંતુ કેવળ સારી એવી **લઘુસંખ્યામાં** કૅથોલિક પાદરીઓને પગલે પગલે ચાલતા હોય—અને ગામોમાં મજૂરો એવી જ લઘુસંખ્યામાં જમીનદારો તથા કુલકોને (ગ્રોસબાઉએર્ન) પગલે પગલે ચાલતા હોય—તોપણ તેમાંથી **નિ:શંક** એવો સાર નીકળે છે કે જર્મનીમાં સંસદવાદ રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત **હજી નથી** થયો, ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટી માટે **પોતાના વર્ગના** પછાત સ્તરોને કેળવણી આપવાના **વિશિષ્ટ** હેતુ ખાતર તેમ જ અવિકસિત, કચડાયેલા, તથા અજ્ઞાની ગ્રામ **લોકસમુદાયોને** જાગૃત કરવા તથા જાણકારી આપવાના હેતુ ખાતર સંસદની ચૂંટણીઓમાં તેમ જ સંસદના મંચ પર સંઘર્ષમાં ભાગ લેવાનું **ફરજિયાત** છે. મૂડીવાદી સંસદો તેમ જ જાતજાતની ગમે તેવી પ્રત્યાઘાતી સંસ્થાઓને ખતમ કરી નાખવાની તાકાત તમારામાં ન હોય તો તમારે તેઓની અંદર કાર્ય **કરવું જ જોઈએ** કારણ કે પાદરીઓએ તેમ જ અટૂલાં ગામોની જિંદગીએ મૂઢ બનાવી દીધેલા કામદારો

હજી ત્યાં છે. તમે એમ નહિ કરો તો તમારે ખાલી વાણીશૂરાઓમાં પલટાઈ જવાનું જોખમ ઉઠાવવું પડશે.

ત્રીજી વાત. "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટો આપણે વિશે, બોલ્શેવિકો વિશે, ઘણીબધી મઝાની વાતો કરે છે. ઘણી વાર તો તેમને એમ કહેવાનું મન થાય છે કે અમારાં વખાણ ઓછાં કરો અને બોલ્શેવિકોની કાર્યનીતિની બહેતર જાણકારી હાંસલ કરી લો. આપણે ૧૯૧૭ના સપ્ટેંબર-નવેંબર દરમિયાન બંધારણસભાની, રશિયન મૂડીવાદી સંસદની, ચૂંટણીઓમાં ભાગ લીધો હતો. આપણી કાર્યનીતિ ખરી હતી કે નહિ? ખરી ન હોય તો એ વાત સાફ જણાવવી તથા સાબિત કરવી જોઈએ કારણ કે આંતરરાષ્ટ્રીય સામ્યવાદની ખરી કાર્યનીતિ ઘડી કાઢવા માટે એમ કરવું જરૂરી છે. આપણી કાર્યનીતિ ખરી હોય તો અમુક નિષ્કર્ષો તારવવા જ જોઈએ. રશિયાના સંજોગોને પશ્ચિમ યુરોપના સંજોગો જોડે એકસરખી સપાટીએ મૂકવાનો તો બેશક સવાલ જ નથી. પરંતુ "સંસદવાદ રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત બની ગયો હોવાની" વિભાવનાના અર્થના ખાસ સવાલના સંબંધમાં તો આપણા અનુભવને બરાબર લક્ષમાં લેવો જ જોઈએ, કારણ કે નક્કર અનુભવને લક્ષમાં ન લેવામાં આવે તો એવી વિભાવનાઓ બહુ સહેલાઈથી પોકળ વાણીવિલાસમાં પલટાઈ જાય છે. ૧૯૧૭ના સપ્ટેંબર-નવેંબર દરમિયાન આપણે રશિયન બોલ્શેવિકો રશિયામાં સંસદવાદને રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત ગણી લેવાનો અધિકાર કોઈ પણ પશ્ચિમી કોમ્યુનિસ્ટો કરતાં **વધારે** શું નહોતા ધરાવતા? બેશક ધરાવતા હતા કેમ કે મુદ્દો મૂડીવાદી સંસદો લાંબા સમયથી અથવા ટૂંકા વખતથી અસ્તિત્વમાં રહી હોવાનો નથી પરંતુ એવો છે કે બહોળા મહેનતકશ લોકસમુદાયો સોવિયેત પદ્ધતિને સ્વીકારી લેવા તથા મૂડીવાદી-લોકશાહીવાદી સંસદનું વિસર્જન કરી નાખવા (અથવા તેનું વિસર્જન થવા દેવા) કેટલી હદે **તૈયાર** (વૈચારિક રીતે, રાજકીય રીતે, તથા અમલમાં) છે. એ તો તદ્દન નિર્વિવાદ તથા પૂરી સાબિત ઐતિહાસિક હકીકત છે કે રશિયામાં ૧૯૧૭ના સપ્ટેંબર-નવેંબર દરમિયાન શહેરી કામદાર વર્ગ તેમ જ સિપાહીઓ તથા કિસાનો, કેટલાય ખાસ સંજોગોને કારણે, સોવિયેત પદ્ધતિને સ્વીકારી લેવાની તથા મૂડીવાદી સંસદોમાંની વધારેમાં વધારે લોકશાહીવાદી સંસદનું વિસર્જન કરી નાખવાની અસાધારણ રીતે સરસ તૈયારી ધરાવતા હતા. તેમ છતાં બોલ્શેવિકોએ બંધારણસભાની ચૂંટણીઓનો બહિષ્કાર **ન** કર્યો પરંતુ ચૂંટણીઓમાં ભાગ લીધો, સર્વહારા વર્ગે સત્તા કબજે કરી લીધી

ત્યાર પહેલાં **તેમ જ ત્યાર પછી** પણ ભાગ લીધો. હું આશા રાખવાની હિંમત કરું છું કે એ ચૂંટણીઓએ અત્યંત મૂલ્યવાન (અને સર્વહારા વર્ગ માટે ખૂબ જ ઉપયોગી) રાજકીય પરિણામો પેદા કર્યાં હોવાની વાત મેં, રશિયામાં બંધારણસભાની ચૂંટણીઓના નતીજાઓની વિગતવાર છણાવટ કરતા મારા ઉપરોક્ત લેખમાં, પુરવાર કરી દીધી છે.

આમાંથી નીકળતી તારવણી તદ્દન નિર્વિવાદ છે: સાબિત થઈ ચૂક્યું છે કે સોવિયેત પ્રજાસત્તાકના વિજયથી થોડાંક અઠવાડિયાં પહેલાં પણ તેમ જ એવા વિજય **પછી** પણ મૂડીવાદી-લોકશાહીવાદી સંસદમાં સામેલગીરીથી ક્રાંતિકારી સર્વહારા વર્ગને કશી હાનિ નથી પહોંચતી એટલું જ નહિ પરંતુ વાસ્તવમાં સર્વહારા વર્ગને પછાત લોકસમુદાયો સમક્ષ એમ **સાબિત કરવામાં** મદદ મળે છે કે એવી સંસદો વિસર્જનને જ લાયક કેમ છે. એથી એવી સંસદોનું સફળ વિસર્જન **સહેલું થઈ જાય છે,** મૂડીવાદી સંસદવાદને "રાજકીય દૃષ્ટિએ કાલગ્રસ્ત" બનાવી દેવાનું **સહેલું થઈ જાય છે.** એ અનુભવને અવગણવો અને ભેગાભેગો કોમ્યુનિસ્ટ **ઈન્ટરનેશનલ** — જેને પોતાની કાર્યનીતિ (સંકુચિત અથવા માત્ર એકતરફી રાષ્ટ્રીય નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય કાર્યનીતિ તરીકે) **આંતરરાષ્ટ્રીય** રીતે ઘડી કાઢવાની છે — સાથે જોડાણનો દાવો કરવો એટલે ભારે ભૂલના ભોગ બની જવું અને આંતરરાષ્ટ્રવાદને કેવળ શબ્દોમાં સ્વીકારીને હકીકતમાં તિલાંજલિ આપી દેવી.

હવે આપણે સંસદોમાં બિનસામેલગીરીની તરફેણ કરતી "ડચ-ઉગ્રવાદી" દલીલોનું પરીક્ષણ કરીએ. ઉપરોક્ત "ડચ" થિસિસોમાં સૌથી વધારે મહત્ત્વની ચાર નંબરની થિસિસની વાચના નીચે મુજબ છે:

> "ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિ ભાંગી પડે અને સમાજ ક્રાંતિની સ્થિતિમાં પહોંચી જાય ત્યારે ખુદ લોકસમુદાયોની પ્રવૃત્તિની સરખામણીમાં સંસદ પ્રવૃત્તિનું મહત્ત્વ ધીરે ધીરે ઘટતું જાય છે. એવા સંજોગોમાં જ્યારે સંસદ પ્રતિક્રાંતિનું કેંદ્ર તથા ઘટક બની જાય, અને બીજી તરફ કામદાર વર્ગ પોતાની સત્તાનાં સાધનો સોવિયેતોના રૂપમાં ઘડી કાઢે, ત્યારે સંસદ પ્રવૃત્તિમાં બધી જાતની તથા કોઈ પણ જાતની સામેલગીરીનો ઇનકાર શક્ય છે, આવશ્યક પણ છે."

પહેલું વાક્ય દેખીતી રીતે ખોટું છે જ કારણ કે લોકસમુદાયોની પ્રવૃત્તિ, દાખલા તરીકે મોટી હડતાલ, તો કેવળ ક્રાંતિ દરમિયાન અથવા ક્રાંતિકારી

પરિસ્થિતિમાં જ નહિ પરંતુ **હંમેશાં** સંસદીય પ્રવૃત્તિ કરતાં વધારે મહત્ત્વની હોય જ છે. આ દેખીતી અસંગત તેમ જ ઐતિહાસિક તથા રાજકીય દૃષ્ટિએ ગલત દલીલ બહુ સાફ રીતે કેવળ એટલું જ બતાવે છે કે દલીલ ઘડી કાઢનારાઓ કાનૂની તથા ગેરકાનૂની સંઘર્ષના **સમન્વયના** મહત્ત્વ સંબંધી સામાન્ય યુરોપીય અનુભવને (૧૮૪૮ તથા ૧૮૭૦ની ક્રાંતિઓ પહેલાંનો ફ્રેંચ અનુભવ, ૧૮૭૮-૯૦નો જર્મન અનુભવ, વગેરે) તેમ જ રશિયન અનુભવને (ઉપર જુઓ) તદ્દન અવગણે છે. આ સવાલ સામાન્ય રૂપે તથા ખાસ રૂપે જબ્બર મહત્ત્વ ધરાવે છે કારણ કે **બધા** સભ્ય તથા ઉન્નત દેશોમાં આંતરવિગ્રહ પરિપકવ બની રહ્યો છે તથા નજીક આવી રહ્યો છે એટલે, અને પ્રજાસત્તાક રૂપની સરકારો તથા સામાન્ય રીતે મૂડીવાદી સરકારો કાયદાકાનૂનનો દરેક જાતનો ભંગ કરીને (તેનો એક દાખલો અમેરિકા પૂરો પાડે છે) કોમ્યુનિસ્ટોની ઉપર જંગલી દમન વરસાવે છે એટલે, વગેરે કારણોસર, વેળા ઝડપથી પાકી રહી છે જ્યારે ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટી માટે એવો સમન્વય વધારે ને વધારે ફરજિયાત બનતો જશે—અમુક પ્રમાણમાં બની ચૂક્યો છે. ડચ તેમ જ સામાન્ય રીતે બધા ઉગ્રવાદીઓને અત્યંત મહત્ત્વનો આ સવાલ બિલકુલ સમજાતો જ નથી.

બીજું વાક્ય સૌપ્રથમ તો ઐતિહાસિક દૃષ્ટિએ ખોટું છે. આપણે બોલ્શેવિકોએ વધારેમાં વધારે પ્રતિક્રાંતિકારી સંસદોમાં ભાગ લીધો છે, અને અનુભવે બતાવી આપ્યું છે કે એ સામેલગીરી ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટી માટે, રશિયામાં પ્રથમ મૂડીવાદી ક્રાંતિ (૧૯૦૫) પછી, બીજી મૂડીવાદી ક્રાંતિની (ફેબ્રુઆરી ૧૯૧૭) તથા ત્યાર બાદ સમાજવાદી ક્રાંતિની (ઑક્ટોબર ૧૯૧૭) તૈયારી કરવામાં, કેવળ ઉપયોગી જ નહિ પરંતુ અનિવાર્ય હતી. બીજી વાત—એ વાક્ય વિસ્મય ઉપજે એટલું તર્કવિરુદ્ધ છે. જો સંસદ પ્રતિક્રાંતિનું ઘટક તથા "કેંદ્ર" બની જાય (વાત નીકળી છે એટલે ઉલ્લેખ કરીએ કે તે કદી "કેંદ્ર" બની નથી અને કદી બની શકે જ નહિ) અને કામદારો પોતાની સત્તાનાં સાધનો સોવિયેતોના રૂપમાં ઘડી રહ્યા હોય તો તેમાંથી એવો સાર નીકળે છે કે કામદારોએ સંસદ વિરુદ્ધ સોવિયેતોના સંઘર્ષની, સોવિયેતો તરફથી સંસદના વિસર્જનની, તૈયારી—વૈચારિક, રાજકીય, તથા ટેકનિકલ તૈયારી—કરવી જોઈએ. પરંતુ એવો સાર તો બિલકુલ નથી નીકળતો કે પ્રતિક્રાંતિકારી સંસદની **અંદર** સોવિયેતપંથી વિરોધી દળની હાજરીથી વિસર્જન મુશ્કેલ બની જાય અથવા સરળ ન રહે.

દેનીકિન તથા કોલ્ચાક સામેના આપણા વિજયી સંઘર્ષ દરમિયાન તેમની છાવણીમાં સોવિયેતપંથી તથા સર્વહારા વર્ગીય વિરોધની હયાતી આપણા વિજયો માટે બિનમહત્ત્વની આપણને ક્યારેય નહોતી લાગી. આપણે બરાબર જાણીએ છીએ કે થોડા સમયમાં જ વિખેરી નાખવામાં આવનારી પ્રતિક્રાંતિકારી બંધારણસભાની અંદર સુસંગત બોલ્શેવિક તેમ જ અસંગત ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી સોવિયેતપંથી વિરોધી દળ મોજૂદ હોવાની હકીકતથી ૧૯૧૮ના જાન્યુઆરીની પાંચમી તારીખે બંધારણસભાનું વિસર્જન આપણે માટે મુશ્કેલ નહોતું બની ગયું પરંતુ વાસ્તવમાં સરળ બની ગયું હતું. થિસિસ ઘડનારાઓ ગોટાળિયા વિચારોમાં અટવાઈ ગયેલા છે. તેઓ ભલે બધી નહિ તો ઘણી ક્રાંતિઓના અનુભવને ભૂલી ગયા છે. એ અનુભવ બતાવે છે કે ક્રાંતિ દરમિયાન પ્રત્યાઘાતી સંસદની બહાર લોકસમુદાયોની પ્રવૃતિ સાથે સંસદની અંદર ક્રાંતિ તરફ હમદર્દી ધરાવતા (અથવા એથી બહેતર, સીધો ટેકો આપતા) વિરોધી દળનો **સમન્વય** ભારે ઉપયોગી બની રહે છે. આ સંબંધમાં ડચ તેમ જ સામાન્ય રીતે બધા "ઉગ્રવાદીઓ" તો જેમણે ખરી ક્રાંતિમાં કદી ભાગ ન લીધો હોય, ક્રાંતિઓના ઇતિહાસ વિશે કદી વિચાર ન કર્યો હોય, અથવા પ્રત્યાઘાતી સંસ્થાના ભાવગત "અસ્વીકાર"ની સ્થિતિને ભોળપણમાં ભૂલથી, કેટલીય વસ્તુગત બાબતોની સમન્વિત કામગીરીના પરિણામે, તેનો વાસ્તવિક ખાતમો ગણી લીધો હોય, એવા ક્રાંતિના વેદિયા મતવાદીઓની જેમ દલીલ કરે છે. નવા રાજકીય વિચારને (અને માત્ર રાજકીય વિચારને જ નહિ) બદનામીનો ભોગ બનાવી દેવાની તથા ખરાબે ચડાવી દેવાની એકદમ ખાતરીબંધ રીત, તેનું સમર્થન કરવાના બહાના હેઠળ તેને બેહૂદગીની કક્ષાએ ઉતારી પાડવાની હોય છે. કેમ કે કોઈ પણ તથ્યને વધારે પડતું ચગાવવામાં આવે (દીત્સ્ગેન-પિતાએ જણાવ્યું છે તે મુજબ), તેની અતિશયોકિત કરવામાં આવે, તેની વાસ્તવમાં લાગુ થવાની મર્યાદાઓની પાર ખેંચી જવામાં આવે, તો બેહૂદગીની કક્ષાએ ઉતારી પાડી શકાય છે, અને એવા સંજોગોમાં ચોક્કસ બેહૂદગી બની પણ જાય છે. સરકારનું સોવિયેત રૂપ મૂડીવાદી-લોકશાહીવાદી સંસદોથી ચડિયાતું હોવાના નવા તથ્યની ડચ તથા જર્મન ઉગ્રવાદીઓ એવી કુસેવા કરી રહ્યા છે. જુનવાણી ખ્યાલ રજૂ કરનારો અથવા મૂડીવાદી સંસદોમાં સામેલગીરીના અસ્વીકારને તમામ તથા કોઈ પણ સંજોગોમાં સામાન્ય રીતે વર્જિત ગણનારો ગમે તે માણસ બેશક ભૂલનો ભોગ બને જ. બહિષ્કાર કેવા સંજોગોમાં

ઉપયોગી બને તેનું નિરૂપણ હું અહીંયાં કરી શકું એમ નથી કારણ કે આ પુસ્તિકાનો ઉદ્દેશ એથી ઘણો વધારે સીમિત છે, આંતરરાષ્ટ્રીય સામ્યવાદી કાર્યનીતિના અમુક વર્તમાન સવાલોના સંબંધમાં રૂસી અનુભવનું પરીક્ષણ કરવાનો છે. રૂસી અનુભવ આપણને બોલ્શેવિકો તરફથી બહિષ્કારના સફળ તથા ખરા ઉપયોગનો એક દાખલો (૧૯૦૫) તેમ જ ગલત ઉપયોગનો એક દાખલો (૧૯૦૬) પૂરો પાડે છે. પહેલા દાખલાનું પૃથક્કરણ કરતાં આપણને જોવા મળે છે કે જ્યારે લોકસમુદાયોની બિનસંસદીય ક્રાંતિકારી પ્રવૃત્તિ (ખાસ કરીને હડતાલો) ભારે વેગે વિકસી રહી હતી, સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાનો એક પણ હિસ્સો પ્રત્યાઘાતી સરકારને કોઈ પણ રીતે ટેકો આપી શકે એમ નહોતો, અને ક્રાંતિકારી સર્વહારા વર્ગ હડતાલ સંઘર્ષ મારફત તથા જમીન આંદોલન મારફત બહોળા પછાત લોકસમુદાયોને પોતાની અસર હેઠળ આણી રહ્યો હતો, એવી પરિસ્થિતિમાં આપણે પ્રત્યાઘાતી સરકારને પ્રત્યાઘાતી સંસદ **ભરતી અટકાવવામાં** સફળ થયા હતા. સાવ દેખીતું છે કે એ અનુભવ યુરોપના હાલના સંજોગોમાં લાગુ થઈ શકે એમ નથી. એવી જ રીતે સાવ દેખીતું છે—અને ઉપરોકત દલીલો સાબિત કરી દે છે—કે સંસદોમાં સામેલગીરીના ઈનકારની ડચ તથા બીજા "ઉગ્રવાદીઓ" તરફથી કરવામાં આવતી હિમાયત—ભલે તે શરતી હિમાયત હોય તોપણ—મૂળભૂત રીતે ગલત અને ક્રાંતિકારી સર્વહારા વર્ગના ધ્યેયને હાનિકારક છે.

પશ્ચિમ યુરોપમાં તથા અમેરિકામાં કામદાર વર્ગના અગ્રિમ-ક્રાંતિકારી કામદારોની નજરમાં સંસદ એકદમ અળખામણી બની ગઈ છે. તેનો ઈનકાર થઈ શકે એમ નથી. એ વાત સહેલાઈથી સમજી શકાય એવી છે કારણ કે યુદ્ધ દરમિયાન તેમ જ યુદ્ધ પછી સમાજવાદી તથા સામાજિક-લોકશાહીવાદી સંસદ સભ્યોની વિશાળ બહુસંખ્યાના વર્તન કરતાં વધારે હલકટ, અધમ, તથા વિશ્વાસઘાતી કશાની કલ્પના મુશ્કેલ છે. પરંતુ સામાન્ય રીતે સમજી લેવામાં આવેલા એ અનિષ્ટની સામે **કેવી રીતે** લડવું તેનો ફેંસલો કરતી વેળા એવા મનોભાવને વશ થઈ જવાનું કૃત્ય તો કેવળ ગેરવાજબી જ નહિ પરંતુ વાસ્તવમાં ગુનાહિત બની રહે. પશ્ચિમ યુરોપના ઘણા દેશોમાં ક્રાંતિકારી મનોભાવ હાલ સમજો કે "નવીનતા" અથવા "વિરલતા" છે જેની વ્યર્થ વાટ બેહદ લાંબા વખતથી અધીરાઈથી જોવાઈ રહી છે. કદાચ એ કારણે જ લોકો સહેલાઈથી એવા મનોભાવને વશ થઈ જાય છે. બેશક,

લોકસમુદાયોની અંદર ક્રાંતિકારી મનોભાવ વગર, અને એવા મનોભાવની વૃદ્ધિ સરળ બનાવનારા સંજોગો વગર, ક્રાંતિકારી કાર્યનીતિનો વિકાસ કૃત્યોમાં કદી ન જ થાય. પરંતુ રશિયામાં લાંબા, પીડાકારી, તથા ખૂનખાર અનુભવે આપણને સત્ય શીખવી દીધું છે કે ક્રાંતિકારી કાર્યનીતિનું ઘડતર એકલા ક્રાંતિકારી મનોભાવના જ આધારે ન થઈ શકે. કાર્યનીતિ તો અમુક ખાસ રાજ્યમાંનાં (અને તેની ફરતે આવેલાં રાજ્યોમાંનાં, અને આખી દુનિયાનાં સઘળાં રાજ્યોમાંનાં) **તમામ** વર્ગ પરિબળોની તેમ જ ક્રાંતિકારી આંદોલનોના અનુભવની ગંભીર તથા ચોકસાઈભરી વસ્તુગત મુલવણી ઉપર જ આધારિત હોવી જોઈએ. સંસદીય તકવાદની ઉપર ખાલી ગાળોના વરસાદ વરસાવીને અથવા સંસદોમાં સામેલગીરીને ખાલી ધુતકારી કાઢીને પોતાનો "ક્રાંતિકારી" મિજાજ જાહેર કરવાનું કાજ તો બહુ સહેલું છે, પરંતુ તે સાવ સહેલું છે એટલા જ કારણે કંઈ મુશ્કેલ, બહુ જ મુશ્કેલ, સમસ્યાઓને ઉકેલી ન શકે. ખરેખરું ક્રાંતિકારી સંસદીય જૂથ ઊભું કરવાનું કામ રશિયામાં જેટલું મુશ્કેલ હતું તેનાથી ઘણું વધારે મુશ્કેલ યુરોપની સંસદોમાં છે. બેશક. પરંતુ એ તો એવા સર્વસામાન્ય તથ્યની આંશિક અભિવ્યકિત જ છે કે રશિયા માટે ૧૯૧૭ની વિશિષ્ટ, ઐતિહાસિક દૃષ્ટિએ એકદમ અજોડ, પરિસ્થિતિમાં સમાજવાદી ક્રાંતિ **શરૂ કરી દેવાનું** સહેલું હતું, પરંતુ ક્રાંતિને **ચાલુ રાખવાનું** તથા પરિસમાપ્તિમાં પહોંચાડી દેવાનું કર્તવ્ય રશિયા માટે યુરોપીય દેશો કરતાં વધારે મુશ્કેલ બની રહેશે. આ બાબતનો નિર્દેશ કરવાનો પ્રસંગ મને છેક ૧૯૧૮ના આરંભમાં સાંપડયો હતો, અને છેલ્લાં બે વરસના આપણા અનુભવે એ ખ્યાલની સચ્ચાઈ પૂરેપૂરી સાબિત કરી દીધી છે. અમુક ખાસ સંજોગો, દાખલા તરીકે ૧) કામદારો તથા કિસાનોનું હીર માન્યામાં ન આવે એટલી હદે ચૂસી લેનારા સામ્રાજ્યવાદી યુદ્ધના અંત—સોવિયેત ક્રાંતિના પરિણામરૂપી અંત—સાથે સોવિયેત ક્રાંતિને સાંકળી લેવાની શક્યતા; ૨) પોતાના સોવિયેત દુશ્મનની સામે એકતા ન સાધી શકેલાં જગતનાં બે સૌથી તાકાતવાન સામ્રાજ્યવાદી લુટારુ જૂથો વચ્ચેના ઘાતક ઘર્ષણનો કામચલાઉ ફાયદો ઉઠાવવાની શક્યતા; ૩) પ્રમાણમાં લાંબા આંતરવિગ્રહ દરમિયાન, દેશના જબ્બર વિસ્તાર તેમ જ સંદેશવ્યવહારનાં નબળાં સાધનોને કારણે, ટકી રહેવાની શક્યતા; ૪) કિસાનપ્રજાની અંદર એવા ગહન મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનની હયાતી કે કિસાન પાર્ટીની (સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટી, જેના મોટા ભાગના સભ્યો બોલ્શેવિઝમ તરફ ચોક્કસ

દુશ્મનાવટની લાગણી ધરાવતા હતા) ક્રાંતિકારી માંગોને સર્વહારા વર્ગની પાર્ટી અપનાવી શકી અને સર્વહારા વર્ગે રાજકીય સત્તા કબજે કરી લીધી[37] એટલે તત્કાળ સંતોષી શકી—એવા બધા ખાસ સંજોગો હાલના સમયે પશ્ચિમ યુરોપમાં મોજૂદ નથી, અને એવા અથવા એને મળતા આવતા સંજોગોનું પુનરાવર્તન બહુ સહેલાઈથી નહિ જ થાય. પ્રસંગોચિત ઉલ્લેખ કરીએ કે કેટલાંય બીજાં કારણો ઉપરાંત એ કારણસર જ પશ્ચિમ યુરોપ માટે સમાજવાદી ક્રાંતિ **શરૂ કરવાનું** આપણી સરખામણીએ વધારે મુશ્કેલ છે. પ્રત્યાઘાતી સંસદોનો ઉપયોગ ક્રાંતિકારી હેતુઓ માટે કરવાના કપરા કામને "પડતું મૂકીને" એ મુશ્કેલીથી "છટકી જવાનો" પ્રયત્ન કરવામાં નરી બાલિશતા જ છે. તમે નવા સમાજનું સર્જન કરવા માગો છો, ખરું ને? પરંતુ પ્રત્યાઘાતી સંસદની અંદર મક્કમ, નિષ્ઠાવાન, તથા બહાદુર કોમ્યુનિસ્ટોનું સરસ સંસદીય જૂથ સ્થાપવામાં સમાયેલી મુશ્કેલીઓથી તમે ડરો છો! એ શું બાલિશતા નથી? જર્મનીમાં કાર્લ લીબ્કનેખ્ત અને સ્વીડનમાં ઝેથ હેગ્લુન્ડ પ્રત્યાઘાતી સંસદોના ખરેખરા ક્રાંતિકારી ઉપયોગના દાખલા, નીચેથી લોકસમુદાયોના ટેકા વગર પણ, બેસાડી શક્યા હોય તો ઝડપથી વધતી જતી ક્રાંતિકારી લોકવ્યાપી પાર્ટી, યુદ્ધ પછી લોકસમુદાયોના ભ્રમો ભાંગી રહ્યા હોય તથા તેઓ કડવાશની લાગણી ધરાવતા હોય ત્યારે, બદતરીન સંસદમાં પણ સામ્યવાદી જૂથ કેમ ન **રચી** શકે? તેનું કારણ એ છે કે રશિયાની સરખામણીએ પશ્ચિમ યુરોપમાં કામદારોના અને—એથીયે વધારે પ્રમાણમાં—નાના કિસાનોના પછાત સમુદાયો મૂડીવાદી-લોકશાહીવાદી તથા સંસદીય પૂર્વગ્રહો વડે ઘણા વધારે રંગાયેલા છે. એ કારણે, મૂડીવાદી સંસદો જેવી સંસ્થાઓની અંદરથી **જ** કોમ્યુનિસ્ટો એ પૂર્વગ્રહોને ઉઘાડા પાડવાનો, કમજોર બનાવી દેવાનો, તથા ખતમ કરી નાખવાનો લાંબો અને ખંતીલો સંઘર્ષ, કોઈ જાતની મુશ્કેલીઓથી નાહિંમત બન્યા વગર, લડી શકે (અને તેમણે લડવો જ જોઈએ).

જર્મન "ઉગ્રવાદીઓ" તેમની પાર્ટીની અંદર ખરાબ "આગેવાનો" હોવાની ફરિયાદ કરે છે, હતાશ થઈ જાય છે, અને "આગેવાનોને" "તુચ્છકારી કાઢવાની" હાસ્યાસ્પદ કક્ષાએ પણ પહોંચી જાય છે. પરંતુ "આગેવાનોને" ભોમભીતર છુપાવી રાખવાનું વારંવાર જરૂરી બનતું હોય એવા સંજોગોમાં સારા, ભરોસેદાર, કસોટીપાર, તથા અધિકારિતા ધરાવતા "આગેવાનોનો" **વિકાસ** બહુ મુશ્કેલ બાબત છે. કાનૂની તથા

ગેરકાનૂની પ્રવૃત્તિનો સમન્વય સાધ્યા વગર તેમ જ **"આગેવાનોને" બીજી રીતોની સાથે સાથે સંસદોમાં કસોટીએ ચડાવ્યા વગર**, એ મુશ્કેલીઓને સફળતાથી પહોંચી વળવાનું **શક્ય જ નથી**. ટીકાની—વધારેમાં વધારે વેધક, બેરહમ, તથા બિનસમાધાની ટીકાની—ઝડી સંસદવાદ કે સંસદીય પ્રવૃત્તિઓની ઉપર નહિ પરંતુ સંસદની ચૂંટણીઓ તથા સંસદના મંચનો ઉપયોગ ક્રાંતિકારી તથા સામ્યવાદી રીતે ન કરી શકનારા આગેવાનોની ઉપર—અને એથીયે વધારે તો એવો ઉપયોગ કરવા **ન માગતા** આગેવાનોની ઉપર—વરસાવવી જોઈએ. કેવળ એવી ટીકા જ—બિનકાબેલ આગેવાનોને પડતા મૂકવાની તથા તેમનાં સ્થાનો કાબેલ આગેવાનોને આપવાની કામગીરી સાથે બેશક સંકળાયેલી ટીકા—ઉપયોગી તથા ફળદાયક ક્રાંતિકારી પ્રવૃત્તિ બની રહેશે, જે એકીવેળાએ "આગેવાનોને" એવી તાલીમ આપશે કે તેઓ કામદાર વર્ગ તથા તમામ મહેનતકશ લોકોને પાત્ર બને, અને લોકસમુદાયોને એવી તાલીમ આપશે કે તેઓ રાજકીય પરિસ્થિતિને તેમ જ એ પરિસ્થતિમાંથી ફૂટી નીકળતાં ઘણી વાર બહુ જ અટપટાં તથા બારીક કર્તવ્યોને સરખી રીતે સમજી શકે.*

---

*મને ઇટાલીમાંના "ઉગ્રવાદી" સામ્યવાદ વિશે જાણકારી મેળવવાની તક બહુ ઓછી મળી છે. સંસદમાં બિનસામેલગીરીની હિમાયત કરનાર કોમરેડ બોર્દિગા અને બહિષ્કારપંથી કોમ્યુનિસ્ટોનું તેનું જૂથ એ બાબતમાં ભૂલ કરી રહ્યાં છે. પરંતુ મને લાગે છે કે એક મુદ્દાના સંબંધમાં કોમરેડ બોર્દિગાનું ધોરણ ખરું છે—તેના અખબાર 'ઇલ સોવિયેત'ના બે અંકોમાંથી (અંક ૩ અને ૪, ૧૮ જાન્યુઆરી અને ૧ ફેબ્રુઆરી, ૧૯૨૦), કોમરેડ સેરાતીના સરસ સામયિક 'કોમ્યુનિઝમો'ના ચાર અંકોમાંથી (અંક ૧-૪, ૧ ઑક્ટોબર-૩૦ નવેંબર, ૧૯૧૯), તેમ જ ઇટાલિયન મૂડીવાદી અખબારોના મેં જોયેલા અલગ અલગ અંકોમાંથી જેટલી તારવણી કાઢી શકાય એટલા પૂરતું. કોમરેડ બોર્દિગા અને તેના જૂથે તુરાતી તથા તેના તરફદારોની ઉપર કરેલા પ્રહારો વાજબી છે કારણ કે એ લોકો સોવિયેત સત્તાને તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીને માન્યતા આપનારી પાર્ટીના સભ્યો તરીકે ચાલુ રહેતા હોવા છતાં સંસદના સભ્યો તરીકે પોતાની અગાઉની ઝેરીલી તકવાદી નીતિને વળગી રહે છે. એવી હાલતને સાંખી લેવામાં કોમરેડ સેરાતી તેમ જ આખી ઇટાલિયન સમાજવાદી પાર્ટી[38] બેશક ભૂલ કરે છે,

## ૮

## કોઈ જાતની તડજોડ નહિ?

ફ્રેંકફર્ટ પુસ્તિકાના અવતરણમાં આપણે જોયું કે "ઉગ્રવાદીઓએ" આ સૂત્ર કેવા પાકા નિર્ધારથી રજૂ કર્યું છે. પોતાને નિ:શંક માર્ક્સવાદીઓ ગણનારા તથા માર્ક્સવાદીઓ હોવાની મંછા ધરાવનારા માણસોને માર્ક્સવાદનાં મૂળભૂત તથ્યો ભૂલી જતા જોઈને અફસોસ થાય છે. જેમની કૃતિઓમાંની દરેક મૂળભૂત કૃતિના દરેક વાક્યમાં અદ્‌ભુત ગહન મર્મ સમાયેલો હોય છે એવા અતિ વિરલ લેખકોમાં માર્ક્સની જેમ જ સ્થાન ધરાવનારા એંગેલ્સે, ૧૮૭૪માં તેંત્રીસ બ્લાંકીપંથી કોમ્યુનવાદીઓના જાહેરનામા વિરુદ્ધ, આ મુજબ લખ્યું હતું:

> "'...અમે કોમ્યુનિસ્ટો છીએ' (બ્લાંકીપંથી કોમ્યુનવાદીઓએ પોતાના જાહેરનામામાં લખ્યું છે) 'કારણ કે અમે વચગાળાનાં મથકોએ રોકાયા વગર, વિજયના દિવસને આઘો ધકેલી દેવાનું તથા ગુલામીના ગાળાને લંબાવી દેવાનું જ કામ કરતી તડજોડો વગર, અમારું લક્ષ્ય સિદ્ધ કરી લેવા માગીએ છીએ'.

"જર્મન કોમ્યુનિસ્ટો એ કારણે કોમ્યુનિસ્ટો છે કે તેમણે નહિ પરંતુ ઐતિહાસિક વિકાસના ક્રમે ઉપસ્થિત કરેલાં તમામ વચગાળાનાં મથકો તથા

---

કારણ કે એથી હંગેરીમાં જેટલું નુકસાન થયું હતું તથા જોખમો ઊભાં થયાં હતાં એટલા જ નુકસાનનો ભય પેદા થાય છે અને એવાં જ જોખમો ઊભાં થાય છે. ત્યાં હંગેરિયન તુરાતીઓએ પાર્ટીને તેમ જ સોવિયેત સરકારને ભીતરથી ખરાબે ચડાવી દીધી હતી. તકવાદી સંસદવીરો તરફ એવું ભૂલભર્યું, અસંગત, તથા નાકૌવતી વલણ એક તરફ "ઉગ્રવાદી" સામ્યવાદને અસ્તિત્વમાં આણે છે અને બીજી તરફ તેના અસ્તિત્વને અમુક હદે વાજબી ઠરાવે છે. કોમરેડ સેરાતી સંસદ સભ્ય તુરાતીની ઉપર "અસંગત" ('કોમ્યુનિઝમો' અંક ૩) હોવાનો આક્ષેપ લગાવવામાં દેખીતી રીતે જ ભૂલ કરે છે કારણ કે ખુદ ઇટાલિયન સમાજવાદી પાર્ટી જ, તુરાતી અને કંપની જેવા તકવાદી સંસદવીરોને સાંખી લેવામાં, પોતાનું અસંગત ધોરણ જાહેર કરે છે.

સઘળી તડજોડો દરમિયાન, તેઓ અંતિમ ધ્યેયને સાફ ધ્યાનમાં રાખે છે તથા નિરંતર અનુસરતા રહે છે--એ ધ્યેય છે વર્ગોની નાબૂદીનું તથા એવા સમાજના સર્જનનું કે જેમાં જમીનની કે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી બાકી રહે જ નહિ. તેંત્રીસ બ્લાંકીપંથીઓ માત્ર એટલા જ કારણે કોમ્યુનિસ્ટો છે કે તેમણે કરી લીધેલી ધારણા મુજબ, **તેઓ** વચગાળાનાં મથકો તથા તડજોડોને ઠેકી જવા માગતા હોવાથી બાબત પતી જાય છે, અને આગામી થોડા દિવાસોની અંદર 'શરૂઆત થઈ જાય'—તેમને પાકી ખાતરી છે કે થઈ જશે—તથા તેઓ સત્તા કબજે કરી લે તો વળતે દિવસે 'સામ્યવાદ દાખલ કરી દેવામાં આવશે'. તત્કાળ એમ કરવાનું શક્ય ન હોય તો તેઓ કોમ્યુનિસ્ટો નથી.

"ખુદ પોતાની અધીરાઈને સૈદ્ધાંતિક દલીલ તરીકે રજૂ કરી દેવામાં કેવું બાલિશ ભોળપણ છે!" (ફ્રેડરિક એંગેલ્સ, 'બ્લાંકીપંથી કોમ્યુનવાદીઓનો કાર્યક્રમ'[39], ૧૮૭૪માં સામાજિક-લોકશાહીવાદી અખબાર 'વોલ્કસસ્ટાટ'ના અંક ૭૩માં પ્રકાશિત, લેખો, ૧૮૭૧-૧૮૭૫ના રશિયન અનુવાદની પેત્રોગ્રાદમાં ૧૯૧૯માં પ્રગટ થયેલી આવૃત્તિમાં સામેલ, પૃષ્ઠ ૫૨-૫૩).

એંગેલ્સે એ જ લેખમાં વાલ્યાં (જેઓ ૧૯૧૪ના ઑગસ્ટમાં સમાજવાદનો દ્રોહ કરતાં પહેલાં આંતરરાષ્ટ્રીય સમાજવાદના ખૂબ જાણીતા આગેવાનો હતા તેમની અંદર ગેદની જેમ જ સ્થાન ધરાવનાર) તરફ ઊંડો આદર વ્યકત કર્યો છે તથા તેના "નિર્વિવાદ ગુણ"નો ઉલ્લેખ કર્યો છે. પરંતુ એંગેલ્સ દેખીતી ભૂલનું વિગતવાર પૃથક્કરણ આપવાનું ચૂક્યા નથી. બહુ જ તરુણ તથા બિનઅનુભવી ક્રાંતિકારીઓને તેમ જ બહુ આદરપાત્ર ઉંમરના તથા ઘણો અનુભવ ધરાવતા નિમ્ન-મૂડીવાદી ક્રાંતિકારીઓને પણ "તડજોડોની છૂટ" અત્યંત "જોખમી", અગમ્ય, તથા ગલત લાગતી હોય છે. ઘણા વિતંડાવાદીઓની દલીલો (તેઓ અસાધારણ અથવા અતિશય "અનુભવ ધરાવતા" રાજકારણીઓ હોવાથી) બરાબર કોમરેડ લૅન્સબેરીએ યાદ કરાવેલી તકવાદના બ્રિટિશ આગેવાનોની દલીલો જેવી જ હોય છે: "બોલ્શેવિકોને અમુક તડજોડ કરવાની છૂટ હોય તો અમને કોઈ પણ જાતની તડજોડ કરવાની છૂટ કેમ નહિ?" પરંતુ સંખ્યાબંધ હડતાલો (વર્ગસંઘર્ષના એકલા એ રૂપને જ લેતાં) દરમિયાન તાલીમ પામેલા સર્વહારાઓ એંગેલ્સ તરફથી નિરૂપિત ખૂબ ગહન (દાર્શનિક, ઐતિહાસિક, રાજકીય, તથા મનોવૈજ્ઞાનિક) સત્યને હંમેશાં સરસ રીતે સમજી લેતા હોય છે. દરેક સર્વહારા હડતાલોમાં

ભાગ લઈ ચૂકેલો હોય છે અને તિરસ્કૃત જુલમગારો તથા શોષકો સાથેની એવી "તડજોડો"નો અનુભવ ધરાવતો હોય છે કે જ્યારે કામદારોને કાં તો કશું જ હાંસલ કર્યા વગર કામે ચડી જવું પડે અથવા પોતાની માંગોને માત્ર આંશિક રૂપમાં હાંસલ કરીને સંતોષ માની લેવો પડે. દરેક સર્વહારા લોકવ્યાપી સંઘર્ષના સંજોગોને કારણે તેમ જ પોતે જેમાં જિંદગી ગુજારતો હોય છે એ વર્ગ વિરોધો સખત જોર પકડતા હોવાને કારણે તડજોડો વચ્ચેના તફાવતને પારખી કાઢે છે—એક તડજોડ તો વસ્તુગત સંજોગોને (હડતાલ માટે નાણાભંડોળોનો અભાવ, બહારનો ટેકો નહિ, ભૂખમરાની તથા થાકની અસહ્ય હાલત) લીધે પરાણે કરવી પડતી હોય છે. એવી તડજોડ માની લેનારા કામદારોની ક્રાંતિકારી નિષ્ઠા તથા સંઘર્ષ ચાલુ રાખવાની તત્પરતા તડજોડને કારણે જરાય ઘટતી નથી. બીજી તરફ દગાખોરોની તડજોડ હોય છે—તેઓ વસ્તુગત કારણોનું બહાનું કાઢીને પોતાની સ્વાર્થપરાયણતા (હડતાલતોડુઓ પણ "તડજોડ" કરી લેતા હોય છે), પોતાની કાયરતા, મૂડીદારોની સેવા બજાવવાની મંછા, તેમ જ ધાકધમકીને, ક્યારેક સમજાવટને, ક્યારેક લાંચરુશ્વતને, તથા ક્યારેક મૂડીદારો તરફથી કરવામાં આવતી ખુશામતને વશ થઈ જવાની પોતાની તાલાવેલી ઉપર પડદો ઢાંકી દેવાની કોશિશ કરે છે. (બ્રિટિશ કામદાર આંદોલનનો ઇતિહાસ બ્રિટિશ ટ્રેડ યુનિયન આગેવાનોની એવી વિશ્વાસઘાતી તડજોડના દાખલા બહુ મોટી સંખ્યામાં પૂરા પાડે છે, પરંતુ બધા દેશોમાં લગભગ તમામ કામદારો આ કે તે રૂપમાં એવાં જ કૃત્યો જોઈ ચૂક્યા છે.)

જેમ હત્યાઓના એવા દાખલાઓ હોય છે જ્યારે ફેંસલો કરવાનું કોઈ રીતે સહેલું નથી હોતું કે હત્યાનું કૃત્ય પૂરું વાજબી તથા જરૂરી પણ હતું (ઉદાહરણ તરીકે સ્વરક્ષા) કે અક્ષમ્ય બેપરવાઈનું હતું કે કપટથી પાર પાડવામાં આવેલા વિશ્વાસઘાતી કારસ્તાન મુજબનું હતું, એમ જ અસાધારણ મુશ્કેલી તથા જટિલતાના દાખલાઓ પણ સ્વાભાવિક રીતે હોય છે જ્યારે આ કે તે "તડજોડ"ના વસ્તુગત રૂપલક્ષણની સરખી મુલવણી માટે વધારેમાં વધારે જહેમતો આવશ્યક બને છે. સ્વાભાવિક રીતે જ, રાજકારણમાં કે જ્યાં બાબત ક્યારેક વર્ગો તેમ જ પાર્ટીઓ વચ્ચેના અત્યંત જટિલ—રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય—સંબંધોની હોય છે ત્યાં ઘણાબધા એવા દાખલાઓ સામે આવવાના જે કોઈ હડતાલમાં વાજબી "તડજોડ" અથવા કોઈ હડતાલતોડુ, કોઈ દગાખોર આગેવાન, વગેરેની વિશ્વાસઘાતી "તડજોડ"ના સવાલ

કરતાં ઘણા વધારે મુશ્કેલ બની રહે. તમામ દાખલાઓને લાગુ થાય એવો કોઈ નુસખો કે સામાન્ય નિયમ ("કોઈ જાતની તડજોડ નહિ!") ઘડી કાઢવાનું તો બેહૂદું જ ગણાય. ભેજાનો ઉપયોગ કરવો જોઈએ જેથી દરેક ખાસ દાખલામાં સરખી સમતુલા જાળવી શકાય. હકીકતમાં પાર્ટી સંગઠનની તેમ જ નામની લાયકાત ધરાવનારા પાર્ટી આગેવાનોની એક કામગીરી એવી છે કે જટિલ રાજકીય સમસ્યાઓના ઝડપી તથા ખરા ઉકેલ માટે જરૂરી જ્ઞાન, અનુભવ, તથા— જ્ઞાન અને અનુભવ ઉપરાંત—રાજકીય આવડત કોઈ પણ ચોક્કસ વર્ગના* સઘળા વિચારશીલ પ્રતિનિધિઓના લાંબા, ખંતીલા, વૈવિધ્યસભર, તથા સર્વાંગી પ્રયાસો મારફત હાંસલ કરી લેવાં જોઈએ.

ભોળા અને સાવ બિનઅનુભવી લોકો માની લે છે કે તડજોડની **સામાન્ય રૂપની** છૂટ તો આપણે જેની સામે કટ્ટર સંઘર્ષ લડી રહ્યા છીએ તથા લડવો જ જોઈએ એ તકવાદ અને ક્રાંતિકારી માર્ક્સવાદ અથવા સામ્યવાદ વચ્ચેના દરેક જાતના તફાવતને ભૂંસી નાખવામાં પૂરી કારગત થઈ જશે. પરંતુ એવા લોકો હજુયે જાણતા ન હોય કે પ્રકૃતિમાં તેમ જ સમાજમાં **તમામ** તફાવતો ગતિશીલ તથા અમુક હદ સુધી સંયોગમૂલક હોય છે, તો તેમને લાંબા વખત સુધી શિક્ષણ, તાલીમ, કેળવણી, અને રાજકીય તેમ જ દુન્યવી અનુભવ સિવાય બીજું કશું મદદ ન કરી શકે. કોઈ ખાસ અથવા વિશિષ્ટ ઐતિહાસિક ઘડીના રાજકારણમાં ઊભા થતા અમલી સવાલોમાંથી, ક્રાંતિકારી વર્ગ માટે જીવલેણ તકવાદને મૂર્ત કરનારી અસહ્ય તથા વિશ્વાસઘાતી તડજોડોના મુખ્ય પ્રકારને વ્યકત કરતા સવાલોને નોખા તારવવાની, તેમ જ એવી તડજોડો સમજાવવામાં તથા તેમનો સામનો

---

*દરેક વર્ગની અંદર, વધારેમાં વધારે શિક્ષિત દેશોમાં પ્રવર્તિત સંજોગોમાં પણ, વધારેમાં વધારે અગ્રગામી વર્ગની અંદર પણ, અને ચાલુ ઘડીના સંજોગોએ તેનાં તમામ ભાવગત બળોને ચેતનમય બનાવી દીધાં હોય ત્યારે પણ, વર્ગના એવા પ્રતિનિધિઓ હંમેશાં હોય જ છે—અને વર્ગો અસ્તિત્વમાં રહે ત્યાં સુધી, વર્ગવિહીન સમાજ પૂરેપૂરો દૃઢ ન બની જાય તથા પોતાના પાયાઓને વિકસાવી ન લે ત્યાં સુધી અનિવાર્ય રીતે **રહેવાના** જ—જે પોતે વિચાર **ન** કરતા હોય અને વિચાર ન કરી શકતા હોય. એમ ન હોત તો મૂડીવાદ લોકસમુદાયોને પીડતો જુલમગાર વાસ્તવમાં છે તે ન હોત.

કરવામાં પૂરી જહેમત રેડી દેવાની, બાબત મહત્ત્વની છે. એકસરખા ધાડપાડુ દેશોનાં બે જૂથો વચ્ચેના ૧૯૧૪-૧૮ના સામ્રાજ્યવાદી યુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદ — એટલે કે "દેશના રક્ષણ"નું સમર્થન, જે એવા યુદ્ધમાં વાસ્તવિક દૃષ્ટિએ તો ખુદ "પોતાના" મૂડીદાર વર્ગનાં ધાડપાડુ હિતોના રક્ષણ સમાન જ હતું — તકવાદનો મુખ્ય તથા મૂળભૂત પ્રકાર હતો. યુદ્ધ પછી લૂંટારા 'રાષ્ટ્રસંઘ'ના[40] સમર્થનમાં, ક્રાંતિકારી સર્વહારા વર્ગ તથા "સોવિયેત" આંદોલનની વિરુદ્ધ ખુદ પોતાના દેશના મૂડીદાર વર્ગની જોડે સીધી કે આડકતરી એકસંપીઓના સમર્થનમાં, અને "સોવિયેત સત્તા"ની વિરુદ્ધ મૂડીવાદી લોકશાહી તથા મૂડીવાદી સંસદવાદના સમર્થનમાં, ક્રાંતિકારી સર્વહારા વર્ગ તથા તેના ધ્યેય માટે કુલ સરવાળે જીવલેણ તકવાદ બની રહેતી એવી અસહ્ય તથા વિશ્વાસઘાતી તડજોડોની મુખ્ય નિશાનીઓ અંકિત થઈ.

જર્મન ઉગ્રવાદીઓએ ફ્રેંકફર્ટ પુસ્તિકામાં લખ્યું છે કે

> "...બીજી પાર્ટીઓ સાથેની કોઈ પણ જાતની તડજોડને... કોઈ પણ જાતના કાવાદાવા તથા તડજોડને ભારપૂર્વક રદિયો આપવો જ જોઈએ."

અચરજની વાત છે કે ઉગ્રવાદીઓ આવા વિચારો ધરાવતા હોવા છતાં બોલ્શેવિઝમને ભારપૂર્વક વખોડી નથી કાઢતા! જર્મન ઉગ્રવાદીઓ એ હકીકત જાણતા ન હોવાનું તો બને જ નહિ કે બોલ્શેવિઝમનો આખો ઈતિહાસ, ઑક્ટોબર ક્રાંતિ પહેલાં તેમ જ પછી, કાર્યરીતિમાં પરિવર્તનો, સમાધાની કાર્યનીતિ, અને મૂડીવાદી પાર્ટીઓ સમેત બીજી પાર્ટીઓ જોડેની તડજોડોના દાખલાઓથી ભરેલો છે!

આંતરરાષ્ટ્રીય મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાનો જંગ ચલાવવો, રાજ્યો વચ્ચેના સાધારણ જંગોમાંના અત્યંત કટ્ટર જંગ કરતાં સો ગણો મુશ્કેલ, લાંબો, તથા અટપટો જંગ ચલાવવો, અને કાર્યરીતિમાં કશા પરિવર્તનનો કે પોતાના દુશ્મનોની અંદર હિતોના ઘર્ષણના (ભલે અલ્પકાલીન) કોઈ જાતના ઉપયોગનો કે શક્ય સંગાથીઓ (ભલે અલ્પકાલીન, અસ્થિર, ડગુમગુ, અથવા શરતી સંગાથીઓ) જોડે કશા સમાધાન અથવા તડજોડનો અગાઉથી જ ત્યાગ કરી દેવો — એ શું બેહદ હાસ્યાસ્પદ વાત નથી? એ શું એવી વાત નથી કે જ્યાં કદી ખોજ ન કરવામાં આવી હોય અને જે

અત્યાર સુધી અગમ્ય રહ્યો હોય એવા પર્વતનું મુશ્કેલ આરોહણ કરવું પરંતુ ક્યારેય વાંકેચૂકે રસ્તે ચાલવાનો, ક્યારેય પાછાં ડગલાં ભરવાનો, કે એક વાર પસંદ કરવામાં આવેલા માર્ગોને ક્યારેય છોડી દેવાનો તથા ક્યારેય નવા માર્ગો અજમાવવાનો પહેલેથી જ ઇનકાર કરી દેવો? તેમ છતાં એવા બેસમજ તથા બિનઅનુભવી લોકોને (જો કારણ જુવાનીનું હોત તો બહુ ખરાબ ન ગણાત, જુવાન માણસો માટે તો અમુક સમય સુધી એવો બકવાદ કરવાનું પહેલેથી જ નિર્ધારિત થયેલું હોય છે) હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના કેટલાક સભ્યોનો ટેકો—સીધો કે આડકતરો, ઉઘાડો કે છાનો, પૂરો કે અધૂરો, એ વાત મહત્ત્વની નથી—મળે છે.

સર્વહારા વર્ગની પ્રથમ સમાજવાદી ક્રાંતિ થાય, અને કોઈ દેશમાં મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવે, ત્યાર પછી એ દેશમાં સર્વહારા વર્ગ **લાંબા સમય સુધી** મૂડીદાર વર્ગ કરતાં **કમજોર** રહે છે. તેનું કારણ માત્ર એટલું જ હોય છે કે મૂડીદાર વર્ગ વિસ્તૃત આંતરરાષ્ટ્રીય સંબંધો ધરાવતો હોય છે, અને એ કારણ પણ ખરું કે જે દેશમાં મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવ્યો હોય તેમાં નાના પણ્ય ઉત્પાદકો તરફથી મૂડીવાદ તથા મૂડીદાર વર્ગનો પુનરુદય તથા પુનરુદ્ધાર આપમેળે તથા સતત થતો રહે છે. વધારે તાકાતવાન દુશ્મનને હરાવવાનું તો વધારેમાં વધારે જહેમતો વડે જ, અને દુશ્મનો વચ્ચેના કોઈ જાતના સાવ નજીવાયે વિખવાદના તથા જુદા જુદા દેશોના મૂડીદાર વર્ગની વચ્ચે તેમ જ જુદા જુદા દેશોની અંદર મૂડીદાર વર્ગનાં વિવિધ ગ્રૂપો તથા પ્રકારોની વચ્ચે કોઈ જાતના ઘર્ષણના વધારેમાં વધારે સર્વાંગી, સાવચેતીભર્યા, કાળજીભર્યા, કુશળતાભર્યા, તથા **ફરજિયાત** ઉપયોગ વડે જ, અને ભલે અલ્પકાલીન, ઢચુપચુ, અસ્થિર, બિનવિશ્વાસપાત્ર, તથા શરતી હોય એવાયે લોકવ્યાપી સંગાથીને પોતાને પક્ષે ખેંચી લેવાની કોઈ જાતની નાનામાં નાનીયે તકનો ફાયદો પણ ઉઠાવવામાં આવે તો જ, શક્ય છે. જે લોકો આ વાત નથી સમજતા તેઓ માર્ક્સવાદનો અને **સામાન્ય રૂપે** આધુનિક વૈજ્ઞાનિક સમાજવાદનો એકડોયે નથી સમજતા. જે લોકોએ આ તથ્યને અમલમાં લાગુ કરવાની પોતાની શકિત, સમયના ઠીક ઠીક ગણનાપાત્ર ગાળા દરમિયાન તથા ઠીક ઠીક વૈવિધ્યસભર રાજકીય પરિસ્થિતિઓમાં, **વાસ્તવમાં** સાબિત નથી કરી દીધી તેઓ સમગ્ર મહેનતકશ માનવજાતિને શોષકોથી મુકત કરાવવાના ક્રાંતિકારી વર્ગના સંઘર્ષમાં તેને મદદ કરવાનું હજી નથી શીખ્યા. અને આ વાત સર્વહારા વર્ગે રાજકીય સત્તા

કબજે કરી લીધી હોય તે **પહેલાંના** તેમ જ ત્યાર **પછીના** ગાળાને એકસરખી લાગુ થાય છે.

માર્ક્સ અને એંગેલ્સે જણાવ્યું છે કે અમારો સિદ્ધાંત જડ મતવાદ નથી પરંતુ **કાર્યનો માર્ગદર્શક** છે.[41] કાર્લ કાઉત્સ્કી, ઓટો બાઉએર, વગેરે જેવા માર્ક્સવાદના "ઠેકેદારો" તરફથી વાળવામાં આવેલો મોટામાં મોટો છબરડો અને કરવામાં આવેલો મોટામાં મોટો ગુનો એ છે કે તેઓ આ વિધાનને સમજ્યા નથી અને સર્વહારા વર્ગીય ક્રાંતિની વધારેમાં વધારે મહત્ત્વની ઘડીઓએ લાગુ કરી શક્યા નથી. માર્ક્સવાદ પૂર્વેના સમયના મહાન રશિયન સમાજવાદી નિકોલાઈ ગવ્રીલોવિચ ચેર્નિશેવ્સ્કી કહેતા કે "રાજકીય પ્રવૃત્તિ કંઈ નેવ્સ્કી તરુમાર્ગની પગથી" (પિટર્સબર્ગની એકદમ સીધી મુખ્ય સડકની સંભાળથી સરસ હાલતમાં રાખવામાં આવતી પહોળી તથા સમતલ પગથી) "જેવી નથી હોતી."[42] ચેર્નિશેવ્સ્કીના સમય પછી એ તથ્યની અવગણના તથા વિસ્મૃતિને લીધે રશિયન ક્રાંતિકારીઓને અસંખ્ય બલિદાનો આપવાં પડયાં છે. એ તથ્ય સમજવા માટે પછાત રશિયનોએ ચૂકવી છે **એટલી મોંઘી કિંમત** ઉગ્રવાદી સામ્યવાદીઓને તેમ જ કામદાર વર્ગ તરફ નિષ્ઠા ધરાવતા પશ્ચિમ યુરોપીય તથા અમેરિકી ક્રાંતિકારીઓને **ન** ચૂકવવી પડે તેને માટે પૂરેપૂરી જહેમતો કરવી જ જોઈએ.

ઝારશાહીના પતન પહેલાં રશિયન ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓએ મૂડીવાદી ઉદારવાદીઓની સેવાઓ ફરી ફરીને ઉપયોગમાં લીધી હતી, એટલે કે તેમની સાથે સંખ્યાબંધ અમલી તડજોડો કરી હતી. ૧૯૦૧-૨ દરમિયાન, બોલ્શેવિઝમના ઉગમ પહેલાં પણ, 'ઈસ્ક્રા'ના પુરાણા સંપાદક મંડળે (તેમાં પ્લેખાનોવ, આક્સેલરોદ, ઝાસૂલિચ, માર્તોવ, પોત્રેસોવ, અને હું સામેલ હતા) મૂડીવાદી ઉદારવાદના રાજકીય આગેવાન સ્રૂવે સાથે રીતસરની રાજકીય એકસંપી સાધી હતી (એ ખરું કે લાંબા વખત માટેની નહિ), પરંતુ સાથે સાથે જ મૂડીવાદી ઉદારવાદની સામે તેમ જ કામદાર આંદોલનમાં તેની અસરની નાની સરખીયે નિશાનીઓની સામે અવિરત તથા વધારેમાં વધારે બેરહમ વૈચારિક તથા રાજકીય સંઘર્ષ સફળતાથી ચલાવ્યો હતો. બોલ્શેવિકો એવી નીતિને હંમેશાં વળગી રહ્યા છે. ૧૯૦૫થી તેઓ ઉદારવાદી મૂડીદાર વર્ગ તથા ઝારશાહીની સામે કામદાર વર્ગ તથા કિસાનપ્રજાની એકસંપીની હિમાયત પદ્ધતિસર કરતા રહ્યા છે, પરંતુ તેમણે ઝારશાહીની સામે મૂડીદાર વર્ગને ટેકો આપવાનો (દાખલા તરીકે ચૂંટણીઓના બીજા હિસ્સામાં અથવા

ફરી વારના મતદાનમાં) ઈનકાર કદી નહોતો કર્યો અને સમાજવાદી-ક્રાંતિકારીઓની સામે, મૂડીવાદી-ક્રાંતિકારી કિસાન પાર્ટીની સામે, પોતાનો કટ્ટર વૈચારિક તથા રાજકીય સંઘર્ષ કદી થંભાવ્યો નહોતો, પોતાને ખોટી રીતે સમાજવાદીઓ ગણાવનારા સમાજવાદી-ક્રાંતિકારીઓને નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ તરીકે ઉઘાડા પાડયા હતા. ૧૯૦૭ની દૂમાની ચૂંટણીઓ દરમિયાન બોલ્શેવિકો ટૂંક સમય પૂરતા સમાજવાદી-ક્રાંતિકારીઓની સાથે રીતસરના જૂથમાં સામેલ થયા હતા. ૧૯૦૩ અને ૧૯૧૨ દરમિયાન કેટલાંય વરસોના એવા ગાળા આવેલા કે જ્યારે આપણે એક જ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની અંદર મેન્શેવિકોની સાથે રીતસર સંકળાયેલા હતા, પરંતુ આપણે તેમને તકવાદીઓ તેમ જ સર્વહારા વર્ગની ઉપર મૂડીવાદી પ્રભાવના વાહકો ગણતા હતા અને તેમની સામેનો આપણો વૈચારિક તથા રાજકીય સંઘર્ષ આપણે **કદી થંભાવ્યો નહોતો**. યુદ્ધ દરમિયાન આપણે કાઉત્સ્કીપંથીઓ, ઉદ્દામ મેન્શેવિકો (માર્તોવ), તથા સમાજવાદી-ક્રાંતિકારીઓના એક વિભાગ (ચેર્નોવ તથા નાતાન્સોન) સાથે અમુક તડજોડો કરી હતી, આપણે ઝિમ્મેરવાલ્ડ તથા કિયેન્થાલમાં[43] તેમની સાથે હતા અને સંયુક્ત જાહેરનામાં બહાર પાડયાં હતાં. પરંતુ કાઉત્સ્કીપંથીઓ, માર્તોવ, તથા ચેર્નોવ ("ક્રાંતિકારી-સામ્યવાદી" નરોદનીક નાતાન્સોનનું[44] ૧૯૧૯માં અવસાન થયું ત્યારે તે આપણી ખૂબ નજીક તથા આપણી સાથે લગભગ એકમત હતો) સામેના આપણા વૈચારિક તથા રાજકીય સંઘર્ષને આપણે કદી નહોતો થંભાવ્યો અને ઢીલો નહોતો પડવા દીધો. છેક ઑક્ટોબર ક્રાંતિની વેળાએ પણ આપણે **સમાજવાદી-ક્રાંતિકારી** જમીન કાર્યક્રમ કશા જ ફેરફાર વગર **પૂરેપૂરો** અપનાવી લઈને નિમ્ન-મૂડીવાદી કિસાનપ્રજાની સાથે બિનસત્તાવાર પરંતુ બહુ મહત્ત્વનું (અને બહુ સફળ) રાજકીય જોડાણ સાધી લીધું હતું, એટલે કે કિસાનોને "કચડી નાખવાની" નહિ પરંતુ તેમની જોડે સમજાણ કરી લેવાની આપણી મુરાદ સાબિત કરી દેવા માટે આપણે નિર્વિવાદ તડજોડ કરી હતી. સાથે સાથે જ આપણે "ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની"[45] જોડે રીતસરનું એવું રાજકીય જોડાણ સૂચવ્યું હતું (અને પછી તરત સાધી લીધું હતું) કે જે સરકારમાં ભાગ લેવાની બાબતને પણ આવરી લેતું હતું. બ્રેસ્ત-લિતોવ્સ્કની સંધિ પછી ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ એ જોડાણને ખતમ કરી નાખ્યું અને ત્યાર બાદ ૧૯૧૮ના

જુલાઈમાં તેઓ આપણી વિરુદ્ધ હથિયારબંધ બંડની, તથા આગળ જતાં હથિયારબંધ સંઘર્ષની, હદ સુધી પહોંચી ગયા.

એટલે સમજી શકાય એવી વાત છે કે "સ્વતંત્રો" ('જર્મનીની સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી'—કાઉત્સ્કીપંથીઓ) સાથે જોડાણ સાધવાનો ખ્યાલ ધરાવવા બદલ જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિની વિરુદ્ધ જર્મન ઉગ્રવાદીઓના પ્રહારો અમારા અભિપ્રાયમાં તદ્દન આછકલા છે અને "ઉગ્રવાદીઓ" **ગલત હોવાની** સાફ સાબિતી પૂરી પાડે છે. રશિયામાં પણ જર્મન શેઈદેમાનોને મળતા આવતા મવાળ મેન્શેવિકો (કેરેન્સ્કીની સરકારમાં ભાગ લેનારાઓ) હતા, અને જર્મન કાઉત્સ્કીપંથીઓને મળતા આવતા તથા મવાળ મેન્શેવિકોનો વિરોધ કરતા ઉદ્દામ મેન્શેવિકો (માર્તોવ) હતા. ૧૯૧૭માં સાફ નજરે પડતું હતું કે કામદાર સમુદાયો ધીરે ધીરે મેન્શેવિકોને તજીને બોલ્શેવિકો તરફ ખસી રહ્યા હતા. ૧૯૧૭ના જૂનમાં ભરવામાં આવેલી સોવિયેતોની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસમાં આપણે માત્ર ૧૩ ટકા મત ધરાવતા હતા, બહુમતી સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની હતી. સોવિયેતોની બીજી કૉંગ્રેસમાં (પુરાણા કેલેન્ડર મુજબ ૨૫ ઑક્ટોબર, ૧૯૧૭) આપણે ૫૧ ટકા મત ધરાવતા હતા. **એમ** કેમ બન્યું કે જર્મનીમાં મવાળપંથને તજીને ઉદ્દામપંથ તરફ ખસવાની કામદારોની તદ્દન **એવી જ** ક્રિયાથી તત્કાળ કોમ્યુનિસ્ટોની તાકાત ન વધી, પરંતુ સ્વતંત્ર રાજકીય વિચારો કે સ્વતંત્ર નીતિ કદી ન ધરાવનારી અને ખાલી શેઈદેમાનો તથા કોમ્યુનિસ્ટોની વચ્ચે ડોલતી જ રહેનારી મધ્યવર્તી "સ્વતંત્ર" પાર્ટીની તાકાત પહેલાં વધી?

દેખીતી રીતે જ તેનું એક કારણ જર્મન કોમ્યુનિસ્ટોની **ભૂલભરેલી** કાર્યનીતિમાં અંકિત હતું. તેમણે નીડરતાથી તથા ઈમાનદારીથી એ ભૂલનો એકરાર કરી લેવો જોઈએ તથા તેને સુધારી લેતાં શીખવું જોઈએ. એ ભૂલ પ્રત્યાઘાતી મૂડીવાદી સંસદો તથા પ્રત્યાઘાતી ટ્રેડ યુનિયનોમાં ભાગ લેવાના તેમણે કરેલા ઇનકારમાં સમાયેલી હતી, એ ભૂલ "ઉગ્રવાદી" બાલિશ બીમારીની સંખ્યાબંધ નિશાનીઓમાં સમાયેલી હતી. એ બીમારી હવે સપાટી પર આવી ગઈ છે એટલે તેનો ઈલાજ બહેતર, વધારે ઝડપથી, અને કાયાને વધારે ફાયદો થાય એવી રીતે થશે.

જર્મન 'સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી' દેખીતી રીતે જ અંદરથી સુગ્રથિત નથી. એ પાર્ટીમાં પુરાણા તકવાદી આગેવાનોની

(કાઉત્સ્કી, હીલફરડિંગ, અને જણાય છે કે નોંધપાત્ર પ્રમાણમાં ક્રિસપિન, લેદેબૂર, તથા અન્ય)—તેમણે સોવિયેત સત્તા તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીનું મહત્ત્વ સમાજવાની પોતાની અશકિત, તેમ જ સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષને દોરવણી આપવાની પોતાની અશકિત, જાહેર કરી દીધી છે—જોડાજોડ ઉદ્દામ તથા સર્વહારા વર્ગીય પાંખનો ઉદય થયો છે અને એ પાંખ ઝડપથી વૃદ્ધિ પામી રહી છે. એ પાર્ટીના લાખો સભ્યો (હું માનું છું કે તેની સભ્યસંખ્યા લગભગ સાડા સાત લાખ જેટલી છે) સર્વહારાઓ છે અને તેઓ શેઈદેમાનને પડતો મૂકીને ઝડપથી સામ્યવાદને પક્ષે જઈ રહ્યા છે. એ સર્વહારા વર્ગીય પાંખ ત્રીજી ઇન્ટરનેશનલમાં તત્કાળ તથા બિનશરતી જોડાણની દરખાસ્ત "સ્વતંત્રોની" લેઈપઝિગ કૉંગ્રેસમાં (૧૯૧૯) કરી ચૂકી છે. પાર્ટીની એ પાંખ સાથે તડજોડ કરી લેવામાં બીક રાખવાની વાત તો ચોક્કસ હાસ્યાસ્પદ જ છે. એથી ઊલટું, કોમ્યુનિસ્ટોની **ફરજ** છે કે તેની સાથે તડજોડનું, એક તરફ તો તેની સાથે આવશ્યક પરિપૂર્ણ સંયોજનમાં સહાયભૂત તથા પ્રવેગક બને એવી અને બીજી તરફ "સ્વતંત્રોની" તકવાદી મવાળ પાંખ સામે કોમ્યુનિસ્ટોના વૈચારિક તથા રાજકીય સંઘર્ષમાં કોઈ રીતે અવરોધ ઊભો ન કરે એવી તડજોડનું, સમુચિત રૂપ તેઓ શોધે **અને ખોળી કાઢે**. સંભવ છે કે તડજોડનું સમુચિત રૂપ ઘડી કાઢવાનું કામ સહેલું નહિ હોય, પરંતુ જર્મન કામદારોને તથા જર્મન કોમ્યુનિસ્ટોને વિજયનો "સહેલો" માર્ગ બતાવવાનો વાયદો તો કોઈ ધુતારો જ કરી શકે.

"વિશુદ્ધ" સર્વહારા વર્ગ જો સર્વહારા અને અર્ધ-સર્વહારા (જે પોતાની આજીવિકાનો અમુક હિસ્સો પોતાની શ્રમશકિત વેચીને કમાઈ લેતો હોય છે) વચ્ચેના, અર્ધ-સર્વહારા અને નાના કિસાન (તેમ જ નાનો કસબી, કારીગર, સામાન્ય રીતે નાનો માલિક) વચ્ચેના, નાના કિસાન અને મધ્યમ કિસાન વચ્ચેના, વગેરે વિશાળ સંખ્યાના અત્યંત પચરંગી મધ્યવર્તી પ્રકારોથી ઘેરાયેલો ન હોય, અને જો ખુદ સર્વહારા વર્ગની અંદર વધારે વિકસિત અને ઓછાં વિકસિત વિભાજનો ન હોય, પ્રદેશમૂલક તથા ધંધાકીય તથા ક્યારેક ધાર્મિક વગેરે જાતનાં વિભાજનો ન હોય, તો મૂડીવાદ કોઈ રીતે મૂડીવાદ રહે જ નહિ. આ બધી બાબતોમાંથી સર્વહારા વર્ગની મોખરાની હરોળ માટે, તેના વર્ગજાગૃત વિભાગ માટે, કોમ્યુનિસ્ટ પાર્ટી માટે, કાર્યરીતિમાં પરિવર્તનો, સમાધાનો, અજમાવવાની આવશ્યકતાનો—

નિર્વિવાદ આવશ્યકતાનો— સાર નીકળે છે, સર્વહારાઓનાં જુદાં જુદાં ગ્રૂપો સાથે, કામદારોની તથા નાના માલિકોની જુદી જુદી પાર્ટીઓ સાથે, તડજોડ કરવાનો સાર તદ્દન આવશ્યક રીતે નીકળે છે. આખી બાબત એવી કાર્યનીતિને સર્વહારા વર્ગજાગૃતિ, ક્રાંતિકારી ભાવના, તેમ જ લડવાની તથા જીતવાની શકિતના **સામાન્ય** ધોરણને નીચી કક્ષાએ નહિ પરંતુ **ઊંચી કક્ષાએ** લઈ જવા માટે લાગુ કરતાં **શીખી લેવાની** છે. અહીંયાં નોંધ લેવી ઘટે કે મેન્શેવિકોની ઉપર બોલ્શેવિકોની ફતેહ માટે કેવળ ૧૯૧૭ની ઑક્ટોબર ક્રાંતિ પહેલાં જ નહિ **પરંતુ ત્યાર પછી પણ** કાર્યરીતિમાં પરિવર્તનો, સમાધાન, તથા તડજોડોની એવા રૂપ તથા રીતની કાર્યનીતિ આવશ્યક બની હતી કે જેણે બોલ્શેવિકોને મદદ કરી, પ્રવેગ આપ્યો, મેન્શેવિકોના ભોગે દૃઢ તથા વધારે તાકાતવાન બનાવ્યા. નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ (મેન્શેવિકો સમેત) મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચે, મૂડીવાદી લોકશાહી અને સોવિયેત પદ્ધતિ વચ્ચે, સુધારાવાદ અને ક્રાંતિપંથ વચ્ચે, કામદારો તરફના પ્યાર અને સર્વહારા વર્ગની સરમુખત્યારીની બીક વચ્ચે, વગેરે રીતે અનિવાર્ય દુવિધાની હાલતમાં રહેતા હોય છે. કોમ્યુનિસ્ટોની ખરી કાર્યનીતિ તો એ દુવિધાઓને અવગણવાની નહિ પરંતુ **ઉપયોગમાં લેવાની** જ હોય. તેમને ઉપયોગમાં લેવાનું કાર્ય, મૂડીદાર વર્ગની તરફ ઢળતાં તત્ત્વોની સામે લડવા ઉપરાંત, સર્વહારા વર્ગની તરફ ઢળતાં તત્ત્વોને—તેઓ જ્યારે જ્યારે અને જેટલા પ્રમાણમાં સર્વહારા વર્ગની તરફ ઢળે ત્યારે ત્યારે અને તેટલા પ્રમાણમાં— છૂટછાટ આપવાનું આવશ્યક બનાવે છે. ખરી કાર્યનીતિના અમલના સુફળ રૂપે આપણે ત્યાં મેન્શેવિઝમનું વધારે ને વધારે વિઘટન થતું રહ્યું અને થઈ રહ્યું છે, દુરાગ્રહી તકવાદી આગેવાનો એકલા પડી રહ્યા છે, અને ઉત્તમ કામદારો તથા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓમાંનાં ઉત્તમ તત્ત્વો આપણી છાવણીમાં આવી રહ્યા છે. આ પ્રક્રિયા લાંબી છે, અને "કોઈ જાતની તડજોડ નહિ, કોઈ જાતના દાવપેચ નહિ" જેવા ઉતાવળિયા "ફેંસલા"થી તો ક્રાંતિકારી સર્વહારા વર્ગના પ્રભાવને વધારે દૃઢ બનાવવાના તથા તેની શકિતઓને વિસ્તારવાના કાર્યમાં માત્ર નુકસાન જ પહોંચે.

છેલ્લે, જર્મન "ઉગ્રવાદીઓ"ની નિર્વિવાદ ભૂલોમાંની એક વેર્સાલ્સની સંધિને[46] માન્યતા આપવાના તેમના સાફ ઇનકારની છે. એ દૃષ્ટિકોણનું નિરૂપણ જેટલી વધારે "સંગીન" તથા "મહત્ત્વભરી" રીતે, જેટલી વધારે

"દૃઢ" તથા અફર રીતે કરવામાં આવે છે (દાખલા તરીકે કાર્લ હોર્નેર તરફથી), એટલા પ્રમાણમાં ઓછો મતલબ તેમાંથી નીકળે છે. આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગીય ક્રાંતિના હાલના સંજોગોમાં એટલું પૂરતું નથી કે સમહિત રાજ્યોની સામે યુદ્ધ માટે જર્મન મૂડીદાર વર્ગની સાથે જોડાણની હિમાયત કરવાની હદ સુધી પહોંચી ગયેલા "રાષ્ટ્રીય બોલ્શેવિઝમ"ની (લાઉફેનબેર્ગ તથા અન્ય) મૂઢતાભરી બેહૂદગીઓને રદિયો આપીને સંતોષ માની લેવામાં આવે. એટલું તો સમજી લેવું જ જોઈએ કે સોવિયેત જર્મનીને (થોડા વખતમાં જર્મન સોવિયેત પ્રજાસત્તાક અસ્તિત્વમાં આવે તો) વેર્સાલ્સની સંધિ અમુક સમય માટે માન્ય કરી લેવી પડે તથા તેનું પાલન કરવું પડે એ વાતને કબૂલ કરી લેવાના ઇનકારની કાર્યનીતિ તદ્દન ગલત છે. આમાંથી એવી તારવણી નથી નીકળતી કે શેઇદેમાનો સરકારમાં સામેલ હતા ત્યારે, હંગેરીમાં સોવિયેત સરકારને હજુ નહોતી ઉથલાવી પાડવામાં આવી ત્યારે, અને વિયેનામાં સોવિયેત ક્રાંતિ સોવિયેત હંગેરીને ટેકો આપે એવી શક્યતા હજુ હતી ત્યારે—**એ વખતના સંજોગોમાં**—વેર્સાલ્સની સંધિ પર સહી કરી લેવાની માગણી રજૂ કરવામાં "સ્વતંત્રો" ખરા હતા. એ વખતે "સ્વતંત્રોએ" કાર્યરીતિમાં ફેરફાર તથા દાવપેચ બહુ કઢંગી રીતે અજમાવ્યા કારણ કે તેમણે શેઇદેમાન દગાબાજોની જવાબદારી વધારે કે ઓછા પ્રમાણમાં પોતાને માથે લઈ લીધી અને શેઇદેમાનોની સામે બેરહમ (તથા એકદમ સ્વસ્થ રીતના) વર્ગીય જંગની હિમાયતથી વધારે કે ઓછી પીછેહઠ કરીને "વર્ગવિહીન" અથવા "વર્ગોથી પર" દૃષ્ટિકોણની હિમાયત અપનાવી લીધી.

પરંતુ વર્તમાન પરિસ્થિતિમાં તો સાફ છે કે જર્મન કોમ્યુનિસ્ટોએ સામ્યવાદના વિજયના પ્રસંગમાં વેર્સાલ્સની સંધિને ખતમ કરી નાખવાનો ચોક્કસ તથા અસંદિગ્ધ વાયદો કરીને પોતાની કદમની આઝાદી તજી ન જ દેવી જોઈએ. એમ કરવામાં તો બેહૂદગી જ થાય. તેમણે કહેવું જોઈએ: શેઇદેમાનો તથા કાઉત્સ્કીપંથીઓએ કેટલાંય વિશ્વાસઘાતનાં કૃત્યો કર્યાં છે અને સોવિયેત રશિયા તથા સોવિયેત હંગેરી સાથે એકસંપીની શક્યતાઓને અવરોધી છે (અમુક અંશે સાવ ખતમ કરી નાખી છે). અમે કોમ્યુનિસ્ટો એવી એકસંપી **સરળ બનાવવાની** તથા તેનો **માર્ગ તૈયાર કરવાની** દિશામાં અમારાથી બનતું બધું જ કરીશું. પરંતુ ગમે તેમ થાય તોયે અમે વેર્સાલ્સની સંધિને રદિયો આપવા કે તત્કાળ એવું કદમ ઉઠાવવા કોઈ રીતે બંધાયેલા નથી. તેને સફળતાથી રદિયો આપવાની શક્યતાનો આધાર સોવિયેત

આંદોલનની કેવળ જર્મન જ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય સફળતાઓ ઉપર છે. શેઈદેમાનો તથા કાઉત્સ્કીપંથીઓએ એ આંદોલનને અવરોધ્યું છે, અમે તેને મદદ કરી રહ્યા છીએ. બાબતનું હાર્દ તેમાં જ છે, મૂળભૂત મતભેદ તેમાં જ સમાયેલો છે. અને આપણા વર્ગ દુશ્મનો, શોષકો તથા તેમના શેઈદેમાન તથા કાઉત્સ્કીપંથી ખાંધિયાઓ, જર્મન તેમ જ આંતરરાષ્ટ્રીય સોવિયેત આંદોલનને મજબૂત બનાવવાની, જર્મન તેમ જ આંતરરાષ્ટ્રીય સોવિયેત ક્રાંતિને મજબૂત બનાવવાની, ઘણી તકો ચૂકી ગયા છે તેમાં વાંક તેમનો જ છે. જર્મનીમાં સોવિયેત ક્રાંતિ આંતરરાષ્ટ્રીય સોવિયેત આંદોલનને મજબૂત બનાવશે, અને એ આંદોલન વેર્સાલ્સની સંધિ સામે તેમ જ સામાન્ય રૂપમાં આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ સામે વધારેમાં વધારે મજબૂત ગઢ (અને એકમાત્ર ભરોસેદાર, અજેય, તથા વિશ્વવ્યાપી ગઢ) સમું છે. વેર્સાલ્સની સંધિથી છુટકારાને આવશ્યક, અસંદિગ્ધ, તથા તાત્કાલિક પ્રથમ સ્થાન આપવું, સામ્રાજ્યવાદના જુલમમાં સપડાયેલા **બીજા** દેશોને સામ્રાજ્યવાદી ધૂંસરીથી મુકિત અપાવવાના **સવાલ પહેલાં** સ્થાન આપવું, એટલે ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદ નહિ પરંતુ કૂપમંડૂકિયો રાષ્ટ્રવાદ (કાઉત્સ્કીઓ, હીલ્ફરડિંગો, ઓટો બાઉએરો, અને કંપનીને જ છાજે એવો). જર્મની સમેત મોટા યુરોપિયન દેશોમાંથી કોઈ પણ દેશમાં મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવે તો એથી એટલો બધો ફાયદો થાય કે તેને ખાતર **વેર્સાલ્સની સંધિની વધારે લાંબી હયાતીને** સાંખી લઈ શકાય અને જરૂરી બને તો સાંખી લેવી જોઈએ. એકલવાયું ખડું રશિયા, ક્રાંતિને ફાયદો થાય એટલા ખાતર, બ્રેસ્ત-લિતોવ્સ્કની સંધિને કેટલાય મહિના સુધી સાંખી લઈ શકે તો સોવિયેત રશિયા જોડે એકસંપી ધરાવતું સોવિયેત જર્મની, ક્રાંતિને ફાયદો થાય એટલા ખાતર, વેર્સાલ્સની સંધિની હયાતીને થોડો વધારે વખત સાંખી લે તેમાં કશું જ અશક્ય નથી.

ફ્રાંસ, બ્રિટન, વગેરેના સામ્રાજ્યવાદીઓ જર્મન કોમ્યુનિસ્ટોને ઉશ્કેરવાની તથા ફાંદામાં સપડાવી દેવાની કોશિશો કરી રહ્યા છે. તેઓ જુસ્સો ચડાવે છે: "કહી દો કે અમે વેર્સાલ્સની સંધિ પર સહી નહિ કરીએ!" ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો, કપટી અને **હાલના સમયે** વધારે તાકાતવાન દુશ્મનની સામે કુશળતાથી દાવપેચ લડાવવાને બદલે, "હવે અમે વેર્સાલ્સની સંધિ પર સહી કરીશું" એમ તેને સાફ પરખાવી દેવાને બદલે, તેમને માટે ગોઠવવામાં આવેલા ફાંસલામાં બચ્ચાંની જેમ સપડાઈ જાય છે. કોઈ પણ જાતની કદમની

આઝાદીને અગાઉથી જ છાંડી દેવામાં, હાલ બહેતર હથિયારો ધરાવતા દુશ્મનને તેની સામે લડવાના છીએ કે નહિ તથા ક્યારે લડવાના છીએ એ સંબંધી માહિતી ઉઘાડી રીતે આપી દેવામાં, તો મુર્ખાઈ જ છે, ક્રાંતિપંથ નથી. સાફ રીતે આપણને નહિ પરંતુ દુશ્મનને જ ફાયદો થવાનો હોય એવી વેળાએ લડાઈ સ્વીકારી લેવાનું કૃત્ય ગુનાહિત છે. ક્રાંતિકારી વર્ગના આગેવાનો દેખીતી પ્રતિકૂળ લડાઈથી બચી રહેવા માટે "કાર્યરીતિમાં ફેરફાર, સમાધાન, તડજોડ" ન કરી શકે તો તદ્દન નકામા હોય છે.

## ૯

## બ્રિટનમાં "ઉગ્રવાદી" સામ્યવાદ

બ્રિટનમાં હજુ કોમ્યુનિસ્ટ પાર્ટી નથી, પરંતુ કામદારોની અંદર નવતર, બહોળું, જોરદાર, ઝડપથી વધતું, અને એકદમ સરસ આશાઓ જન્માવતું સામ્યવાદી આંદોલન છે ખરું. કોમ્યુનિસ્ટ પાર્ટી સ્થાપવાની ઉત્સુકતા ધરાવતી કેટલીય રાજકીય પાર્ટીઓ તથા સંગઠનો (બ્રિટિશ સમાજવાદી પાર્ટી[47], સમાજવાદી કામદાર પાર્ટી, દક્ષિણ વેલ્સ સમાજવાદી મંડળ, કામદાર સમાજવાદી ફેડરેશન[48]) મોજૂદ છે અને તેમની વચ્ચે એ સંબંધી વાટાઘાટો ચાલી રહી છે. તેમાંથી છેલ્લા સંગઠનના સાપ્તાહિક મુખપત્ર 'કામદાર અભયનૌકા'ના[49] છઠ્ઠા ગ્રંથના ૪૮મા અંકમાં, ૧૯૨૦ના ફેબ્રુઆરીની ૨૧મી તારીખે તંત્રી કોમરેડ સીલ્વિયા પૅંકહર્સ્ટનો 'કોમ્યુનિસ્ટ પાર્ટીની દિશામાં' નામે લેખ પ્રગટ થયો છે. ત્રીજી ઈન્ટરનેશનલમાં જોડાણ, સંસદવાદને બદલે સોવિયેત પદ્ધતિને માન્યતા, અને સર્વહારા વર્ગની સરમુખત્યારીને માન્યતાના આધારે સંયુકત કોમ્યુનિસ્ટ પાર્ટીની રચનાના સંબંધમાં ઉપરોકત ચાર સંગઠનો વચ્ચેની વાટાઘાટોની પ્રગતિની રૂપરેખા એ લેખમાં આપવામાં આવી છે. લાગે છે કે સંયુકત કોમ્યુનિસ્ટ પાર્ટીની તાત્કાલિક રચનામાં સૌથી મોટા અવરોધોમાંનો એક એવા સવાલો અંગેના મતભેદને લીધે ઊભો થયો છે કે સંસદમાં ભાગ લેવો જોઈએ કે નહિ અને નવી કોમ્યુનિસ્ટ પાર્ટીએ પુરાણી, ટ્રેડ યુનિયનવાદી, તકવાદી, સામાજિક-અંધરાષ્ટ્રવાદી, તથા મોટે ભાગે ટ્રેડ યુનિયનોની બનેલી લેબર પાર્ટી સાથે જોડાઈ જવું જોઈએ કે નહિ. કામદાર સમાજવાદી સંઘ અને સમાજવાદી

કામદાર પાર્ટી* સંસદની ચૂંટણીઓમાં ભાગ લેવાનો તથા સંસદમાં ભાગ લેવાનો વિરોધ કરે છે, અને લેબર પાર્ટી સાથે જોડાવાનો વિરોધ કરે છે, આ સંબંધમાં તેઓ બ્રિટિશ સમાજવાદી પાર્ટીના બધા અથવા મોટા ભાગના સભ્યો સાથે મતભેદ ધરાવે છે, અને તેમની નજરમાં બ્રિટિશ સમાજવાદી પાર્ટી બ્રિટનમાં "કોમ્યુનિસ્ટ પાર્ટીઓની મવાળ પાંખ" છે. (સીલ્વિયા પૅંકહર્સ્ટનો લેખ, પૃષ્ઠ ૫.)

એ રીતે, મતભેદોને વ્યક્ત કરતાં રૂપોમાં (બ્રિટનમાંના રૂપ કરતાં જર્મનીમાંનું રૂપ "રશિયન" રૂપને ઘણું વધારે મળતું આવે છે) તેમ જ કેટલીય બીજી બાબતોમાં જબ્બર તફાવત હોવા છતાં, મુખ્ય વિભાજન જેવું જર્મનીમાં છે તેવું જ છે. આપણે "ઉગ્રવાદીઓ"ની દલીલોનું પરીક્ષણ કરીએ.

સંસદમાં ભાગ લેવાના સવાલ અંગે કોમરેડ સીલ્વિયા પૅંકહર્સ્ટે એ જ અંકમાં ગ્લાસગોની સ્કૉટિશ કામદાર પરિષદ વતી કોમરેડ ગૅલેહરે લખેલા લેખનો હવાલો આપ્યો છે.

> "ઉપરોક્ત પરિષદ," તેણે લખ્યું છે, "ચોક્કસ રૂપે સંસદવાદ વિરોધી છે, અને જુદી જુદી રાજકીય સંઘટનાઓની ઉદ્દામ પાંખનું પીઠબળ છે. અમે સ્કૉટલૅંડમાં ક્રાંતિકારી આંદોલનનું પ્રતિનિધિત્વ કરીએ છીએ, ઉદ્યોગોની અંદર (ઉત્પાદનની વિવિધ શાખાઓમાં) ક્રાંતિકારી સંગઠન ઘડવાની, અને આખા દેશમાં સામાજિક સમિતિઓ ઉપર આધારિત કોમ્યુનિસ્ટ પાર્ટીનું ઘડતર કરવાની, અવિરત જહેમતો કરીએ છીએ. લાંબા વખતથી અમારે સત્તાવાર સંસદવાદીઓ સાથે વાદવિવાદ થતા રહે છે. અમે તેમની સામે ઉઘાડો જંગ જાહેર કરવાનું જરૂરી નથી ગણ્યું, અને તેઓ અમારી ઉપર હુમલો શરૂ કરતાં ડરે છે.
>
> પરંતુ એવી હાલત લાંબા વખત સુધી ચાલુ રહી શકે નહિ. અમે આખે મોરચે ફતેહો હાંસલ કરી રહ્યા છીએ.

સ્કૉટલૅંડમાં સ્વતંત્ર કામદાર પાર્ટીના સાધારણ સભ્યોમાં સંસદના ખ્યાલ તરફ વધારે ને વધારે નફરત ફેલાતી જાય છે, અને તેની લગભગ

---

*હું માનું છું કે આ પાર્ટી લેબર પાર્ટીમાં જોડાવાની વિરુદ્ધ છે, પરંતુ સંસદમાં ભાગ લેવાનો વિરોધ તેના બધા સભ્યો નથી કરતા.

દરેક શાખા સોવિયેતોને (રશિયન શબ્દ અંગ્રેજી અક્ષરોમાં લખવામાં આવ્યો છે) અથવા કામદાર સોવિયેતોને ટેકો આપી રહી છે. રાજકારણને કમાણીના સાધન તરીકે (વ્યવસાય તરીકે) જોનારા સજ્જનો માટે તો આ બાબત બેશક બહુ ગંભીર છે, અને તેઓ પોતાના સભ્યોને સંસદવાદના ક્ષેત્રમાં પાછા ફરવા મનાવી લેવા માટે દરેકે દરેક રીત અજમાવી રહ્યા છે. ક્રાંતિકારી સાથીઓએ એ ટોળકીને કશો ટેકો **ન જ આપવો જોઈએ** (બધે ઠેકાણે શબ્દો ઉપર ભાર લેખકે મૂકેલો છે). આ સંબંધમાં આપણી લડત મુશ્કેલ રહેવાની છે. તેનાં બદતરીન લક્ષણોમાંનું એક એવા માણસોની દગાબાજીનું હશે કે જેમની અંગત મહત્ત્વાકાંક્ષા ક્રાંતિ અંગેની તેમની ખેવના કરતાં વધારે જોરદાર બાબત હોય છે. સંસદવાદને કોઈ પણ જાતનો ટેકો આપવો એટલે તો બસ સત્તા આપણા બ્રિટિશ શેઈદેમાનો તથા નોસ્કેઓના હાથમાં મૂકી દેવામાં મદદ કરવી. હેન્ડેર્સન, ક્લાઈન્સ, અને કંપની ઘોર પ્રત્યાઘાતીઓ છે. સત્તાવાર સ્વતંત્ર કામદાર પાર્ટી વધારે ને વધારે પ્રમાણમાં એવા મધ્યમ-વર્ગીય ઉદારવાદીઓના કાબૂમાં જઈ રહી છે કે જેમને... પોતાનું 'માનસિક આશ્રયસ્થાન' સજ્જનો મૅકડોનલ્ડ, સ્નોઉડેન, અને કંપનીની છાવણીમાં સાંપડયું છે. સત્તાવાર સ્વતંત્ર કામદાર પાર્ટી ત્રીજી ઈન્ટરનેશનલની કટ્ટર દુશ્મન છે, પરંતુ પાર્ટીના સાધારણ સભ્યો તેની તરફેણમાં છે. સંસદવાદી તકવાદીઓને કોઈ પણ જાતનો ટેકો આપવો એટલે તો બસ તેમના હાથમાં રમકડાં જ બની રહેવું. અહીંયાં બ્રિટિશ સમાજવાદી પાર્ટીનું કશું મહત્ત્વ છે જ નહિ... જરૂર તો છે સંગીન ક્રાંતિકારી ઔદ્યોગિક સંગઠનની, અને સ્પષ્ટ, સુનિરૂપિત, વૈજ્ઞાનિક આધારે કાર્ય કરતી કોમ્યુનિસ્ટ પાર્ટીની. આપણા સાથીઓ તેના ઘડતરમાં આપણને મદદ કરી શકે તો આપણે તેમની મદદ ખુશીથી લઈશું. તેઓ મદદ ન કરી શકે તો ખુદાને ખાતર સાવ અળગા જ રહે, નહિતર તેઓ સંસદીય "સન્માનો" (?) (પ્રશ્નાર્થ ચિહ્ન લેખકે મૂકેલું છે) માટે આતુરતાથી પડાપડી કરનારા અને ખુદ "માલિક" વર્ગના રાજકારણીઓ જેટલી જ અસરકારક રીતે **શાસન ચલાવવાની** પોતાની **શક્તિ** સાબિત કરી દેવાની બેહદ ઉત્સુકતા ધરાવનારા પ્રત્યાઘાતીઓને ટેકો આપીને કદાચ ક્રાંતિનો દ્રોહ કરી બેસશે."

મારા અભિપ્રાયમાં, સંપાદન વિભાગને સંબોધિત આ પત્ર યુવાન સામ્યવાદીઓના, અથવા સામ્યવાદને હમણાં જ અપનાવી રહેલા સાધારણ કામદારોના, મનોભાવ તથા દૃષ્ટિકોણને સરસ રીતે વ્યકત કરે છે. આ મનોભાવ ખૂબ જ સંતોષપ્રદ તથા મૂલ્યવાન છે, આપણે તેની કદર તથા સમર્થન કરતાં શીખી લેવું જોઈએ, કારણ કે તે ન હોય તો બ્રિટનમાં, કે પછી બીજા કોઈ પણ દેશમાં, સર્વહારા વર્ગીય ક્રાંતિના વિજયની અપેક્ષા નિરર્થક જ ગણાય. જે લોકો લોકસમુદાયોના આવા મનોભાવને વ્યકત કરી શકે, લોકસમુદાયોની અંદર આવો મનોભવ (જે ઘણી ઘણી વાર દબાયેલો, અજ્ઞાત, તથા અપ્રગટ હોય છે) જગાવી શકે, તેમની કદર કરવી જોઈએ અને તેમને પૂરો ટેકો આપવો જોઈએ. સાથે સાથે જ આપણે તેમને સીધી અને ખુલ્લી રીતે જણાવી દેવું જોઈએ કે મહાન ક્રાંતિકારી સંઘર્ષમાં લોકસમુદાયોની આગેવાની કરવામાં **એકલી** માનસિક હાલત અપૂરતી છે, અને ક્રાંતિના ધ્યેય પ્રત્યે વધારેમાં વધારે નિષ્ઠા ધરાવનારા માણસો જે અમુક ભૂલો કરવાની અણી પર હોય અથવા કરી રહ્યા હોય તેથી ક્રાંતિના ધ્યેયને કદાચ હાનિ થાય. જે **બધી** ભૂલો જર્મન "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટો કરી રહ્યા છે અને રશિયન "ઉગ્રવાદી" બોલ્શેવિકોએ ૧૯૦૮ તથા ૧૯૧૮માં કરી હતી, તેનાં મૂળતત્ત્વો કોમરેડ ગૅલેહરના પત્રમાં નિ:શંક છતાં થાય છે.

પત્રનો લેખક મૂડીવાદી "વર્ગીય રાજકારણીઓ" પ્રત્યે ભરપૂર ઉમદા કામદાર વર્ગીય નફરત ધરાવે છે (કેવળ સઘળા સર્વહારાઓ જ નહિ પરંતુ તમામ મહેનતકશ લોકો અને જર્મન શબ્દોનો ઉપયોગ કરીએ તો તમામ "નાના માણસો" પણ એ નફરતને સમજે છે અને તેમાં સહભાગી છે). પીડિત અને શોષિત લોકસમુદાયોના પ્રતિનિધિમાં એ નફરત ખરેખર "સમગ્ર શાણપણના આરંભ" સમી હોય છે, કોઈ પણ સમાજવાદી તથા સામ્યવાદી આંદોલન અને તેની સફળતાના આધાર સમી હોય છે. પરંતુ દેખીતી રીતે જ લેખકના ધ્યાનમાં એ હકીકત આવી નથી કે રાજકારણ તો એવું વિજ્ઞાન તથા કલા છે જે આસમાનમાંથી ટપકી પડતાં નથી કે મફત મળી જતાં નથી, અને સર્વહારા વર્ગ જો મૂડીદાર વર્ગને હરાવવા માગતો હોય તો તેણે મૂડીવાદી રાજકારણીઓથી કોઈ રીતે ઓછા ન ઊતરે એવા **પોતાના** "વર્ગીય રાજકારણીઓ" તૈયાર કરી લેવા જ જોઈએ.

પત્રનો લેખક બરાબર સમજે છે કે સર્વહારા વર્ગ માટે પોતાનાં લક્ષ્યો સિદ્ધ કરવાનું શક્ય બનાવે એવું સાધન તો સંસદ નહિ પરંતુ કામદારોની

સોવિયેતો જ હોઈ શકે. આ વાત ન સમજનારા લોકો ભલે ખૂબ જ શિક્ષિત માણસો હોય, અત્યંત અનુભવી રાજકારણીઓ હોય, એકદમ ખરા દિલના સમાજવાદીઓ હોય, બેહદ વિદ્વાન માર્ક્સવાદીઓ હોય, તેમ જ ભારે ઈમાનદાર નાગરિકો હોય તથા કુટુંબોના વડીલો હોય તોપણ કટ્ટર પ્રત્યાઘાતીઓ જ છે. પરંતુ લેખક તો સવાલ કરતો જ નથી — તેને સવાલ કરવાનો ખ્યાલ જ નથી આવતો — કે "સોવિયેત-તરફી" રાજકારણીઓને સંસદની **અંદર** દાખલ કરાવ્યા વગર, સંસદવાદનું **ભીતરથી** વિઘટન કરાવ્યા વગર, સંસદનું વિસર્જન કરવાના સોવિયેતોના આગામી કર્તવ્યની સફળતા માટે સંસદની અંદર કામગીરી કર્યા વગર, સંસદની ઉપર સોવિયેતોનો વિજય સાધી લેવાનું શક્ય છે ખરું? તેમ છતાં, પત્રનો લેખક સાવ ખરો ખ્યાલ વ્યકત કરે છે કે બ્રિટનમાં કોમ્યુનિસ્ટ પાર્ટીએ **વૈજ્ઞાનિક** સિદ્ધાંતોના આધારે કાર્ય કરવું જોઈએ. વિજ્ઞાન પહેલું તો એ આવશ્યક બનાવે છે કે બીજા દેશોના અનુભવને લક્ષમાં લેવામાં આવે, ખાસ કરીને તો એ બીજા દેશો — જે મૂડીવાદી પણ છે — એકદમ એવા જ અનુભવમાંથી પસાર થઈ રહ્યા હોય અથવા તાજેતરમાં પસાર થઈ ચૂક્યા હોય તો. વિજ્ઞાન બીજું એ આવશ્યક બનાવે છે કે કોઈ પણ ચોક્કસ દેશની અંદર કાર્યરત **તમામ** શકિતઓ, ગ્રૂપો, પાર્ટીઓ, વર્ગો, તથા લોકસમુદાયોને લક્ષમાં લેવામાં આવે; અને વધારામાં આવશ્યક બનાવે છે કે માત્ર મંછાઓ તથા વિચારો, વર્ગજાગૃતિની કક્ષા, અને એક જ ગ્રૂપ અથવા પાર્ટીના જોમના જ આધારે નીતિ નિર્ધારિત ન થવી જોઈએ.

ખરી વાત છે કે હેન્ડેર્સનો, ક્લાઈન્સો, મૅકડોનલ્ડો, તથા સ્નોઉડેનો કટ્ટર પ્રત્યાઘાતીઓ છે. બીજી વાત પણ એટલી જ ખરી છે કે તેઓ સત્તા પોતાના હાથમાં લઈ લેવા માગે છે (જોકે તેઓ મૂડીદાર વર્ગની જોડે એકસંપી કરી લેવાનું વધારે પસંદ કરશે), પુરાણી મૂડીવાદી રીતે "શાસન ચલાવવા" માગે છે, અને સત્તા તેમના હાથમાં આવી જાય ત્યારે ચોક્કસ શેઈદેમાનો તથા નોસ્કેઓના જેવું જ વર્તન કરશે. એ બધું ખરું છે. પરંતુ તેમાંથી એવો સાર જરાય નથી નીકળતો કે તેમને ટેકો આપવાનો અર્થ ક્રાંતિનો દ્રોહ કરવા જેવો છે. સાર તો એવો નીકળે છે કે કામદાર વર્ગીય ક્રાંતિકારીઓએ ક્રાંતિના હિતમાં એ સજજનોને અમુક પ્રમાણમાં સંસદીય ટેકો આપવો જોઈએ. આ ખ્યાલ સમજાવવા માટે હું વર્તમાન સમયના બે બ્રિટિશ રાજકીય દસ્તાવેજો ટાંકીશ: (૧) વડા પ્રધાન લોઈડ જ્યોર્જે ૧૯૨૦ના માર્ચની

૧૮મી તારીખે કરેલું પ્રવચન (૧૯૨૦ના માર્ચની ૧૯મી તારીખે 'માંચેસ્ટર ગાર્ડિયન'માં છપાયેલા અહેવાલ મુજબ), અને (૨) ઉપરોકત લેખમાં "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટ કોમરેડ સીલ્વિયા પૅંકહર્સ્ટની દલીલો.

લોઈડ જ્યોર્જે પોતાના પ્રવચનમાં ઍસ્કવિથની (તેને એ મિટિંગમાં આવવાનું ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું પણ તેણે આમંત્રણને નકારી કાઢયું હતું) સામે, અને રૂઢિચુસ્તોની જોડે એકસંપી નહિ પરંતુ લેબર પાર્ટીની જોડે વધારે ગાઢ સંબંધો ઈચ્છતા લિબરલોની સામે, દલીલો કરી હતી. (ઉપર ટાંકેલા પત્રમાં કોમરેડ ગૅલેહરે પણ એ હકીકત તરફ નિર્દેશ કર્યો છે કે લિબરલો સ્વતંત્ર લેબર પાર્ટીમાં જોડાઈ રહ્યા છે.) લોઈડ જ્યોર્જે દલીલ કરી હતી કે લિબરલો અને રૂઢિચુસ્તો વચ્ચે એકસંપી—અને તે પણ ગાઢ એકસંપી—આવશ્યક છે, નહિતર કદાચ લેબર પાર્ટી જીતી જાય, જેને લોઈડ જ્યોર્જે સમાજવાદી "ગણાવવાનું પસંદ કર્યું હતું", અને જે ઉત્પાદનનાં સાધનોની "સહિયારી માલિકી" સ્થાપવા માટે કાર્ય કરી રહી છે. બ્રિટિશ મૂડીદાર વર્ગના આગેવાને પોતાના શ્રોતાઓ, ઉદારવાદી સંસદ સભ્યો, ખાતર મુદ્દો સરળ ભાષામાં રજૂ કરતાં કહ્યું કે "ફ્રાંસમાં તેને સામ્યવાદ કહેવામાં... આવે છે". ઉદારવાદી સંસદ સભ્યોને એ વાતની ખબર ઘણું કરીને અગાઉ ક્યારેય પડી જ નહિ હોય. તેણે વધુમાં જણાવ્યું કે "તેને જર્મનીમાં સમાજવાદ અને રશિયામાં બોલ્શેવિઝમ કહેવામાં આવે છે". લોઈડ જ્યોર્જે સમજાવ્યું કે ઉદારવાદીઓ તેને સિદ્ધાંતની દૃષ્ટિએ સ્વીકારી ન શકે કારણ કે તેઓ સિદ્ધાંતની દૃષ્ટિએ ખાનગી મિલકતની હિમાયત કરે છે. વકતાએ જાહેર કર્યું કે "સભ્યતા જોખમમાં છે" એટલે ઉદારવાદીઓ અને રૂઢિચુસ્તોએ એકતા સાધી લેવી જોઈએ...

> લોઈડ જ્યોર્જે કહ્યું કે "...તમે ગ્રામવિસ્તારોમાં જશો તો હું કબૂલ કરું છું કે તમને પુરાણાં પાર્ટી વિભાજનો ત્યાં હંમેશ જેટલાં જ જોરદાર માલૂમ પડશે. ત્યાં જોખમ દૂર છે. ત્યાં જોખમ નથી. પરંતુ ગ્રામવિસ્તારોમાં કારોબાર વધી જશે ત્યારે ત્યાં જોખમ આજે કેટલાક ઔદ્યોગિક મતવિસ્તારોમાં છે એટલું જ મોટું બની જશે. આ દેશનો ઍંશી ટકા ભાગ ઉદ્યોગપ્રધાન તથા વાણિજ્યપ્રધાન છે, માંડ વીસ ટકા ભાગ ખેતીપ્રધાન છે. હું અહીંયાં ભવિષ્યનાં જોખમોનો વિચાર કરું છું ત્યારે મારા મનમાં સતત ઘોળાતી રહેતી બાબતોમાંની

એક એ હોય છે. ફ્રાંસમાં લોકો ખેતીવાડી કરે છે એટલે વિચારોનો એવો સંગીન પાયો મોજૂદ હોય છે કે જે બહુ ઝડપી વેગ નથી પકડતો અને ક્રાંતિકારી આંદોલનોને કારણે બહુ સહેલાઈથી ખળભળી નથી ઊઠતો. અહીંયાં હાલત એવી નથી. આપણા દેશના માળખાનો ઉપરનો ભાગ બીજા કોઈ પણ દેશના કરતાં વધારે ભારે છે, અને તે ડોલવા લાગે તો એ કારણે બીજા કોઈ પણ દેશ કરતાં વધારે કડડભૂસ કરતો તૂટી પડે."

વાચક જોઈ શકશે કે મિસ્ટર લોઇડ જ્યોર્જ બહુ બુદ્ધિશાળી માણસ છે એટલું જ નહિ પરંતુ તેણે માર્ક્સવાદીઓ પાસેથી ઘણું બધું શીખી પણ લીધું છે. આપણે પણ લોઇડ જ્યોર્જ પાસેથી કંઈક શીખવાનું છે જ.

લોઇડ જ્યોર્જના પ્રવચન પછી બનેલી નીચેની ઘટના ચોક્કસ રસપ્રદ છે:

"**મિસ્ટર વૉલેસ**, સંસદ સભ્ય: હું પૂછવા માગું છું કે વડા પ્રધાનના ખ્યાલ મુજબ ઔદ્યોગિક મતવિસ્તારોમાં ઔદ્યોગિક કામદારોની ઉપર કેવી અસર પડશે. તેમાંથી ઘણા વર્તમાન સમયે ઉદારવાદીઓ છે અને તેમના તરફથી આપણને ખૂબ ટેકો મળે છે. શું એવું પરિણામ શક્ય નથી કે હાલ આપણને હોંશથી ટેકો આપનારા માણસો તરફથી જ લેબર પાર્ટીની તાકાતમાં તત્કાળ જબ્બર વધારો થઈ જાય?

**વડા પ્રધાન**: મારો ખ્યાલ તદ્દન જુદો જ છે. ઉદારવાદીઓ માંહોમાંહે લડી રહ્યા છે એ હકીકતને લીધે બહુ સારી એવી સંખ્યામાં ઉદારવાદીઓ હતાશાની હાલતમાં નિઃશંક લેબર પાર્ટી તરફ ધકેલાઈ જાય છે. લેબર પાર્ટીમાં ઉદારવાદીઓનો, બહુ કાબેલ માણસોનો, ગણનાપાત્ર સમૂહ છે અને તેઓ સરકારને બેઆબરૂ કરવામાં મશગૂલ રહે છે. તેના પરિણામે લોકલાગણી સારા એવા પ્રમાણમાં લેબર પાર્ટી તરફ નિઃશંક વળે જ છે. તે બહારના ઉદારવાદીઓ તરફ નથી વળતી પણ લેબર પાર્ટી તરફ વળે છે, પેટાચૂંટણીઓ એમ જ બતાવે છે."

અહીંયાં કહી શકાય કે મૂડીદાર વર્ગના અત્યંત બુદ્ધિશાળી સભ્યો પણ કેવા ગોટાળે ચડી ગયા છે, અને સુધારી ન શકાય એવા છબરડા વાળ્યા વગર કેવી રીતે રહી શકતા જ નથી, તેનો દાખલો આ દલીલ પૂરો પાડે છે.

વાસ્તવમાં એ કારણે જ મૂડીદાર વર્ગનું પતન થશે. આપણા લોકો પણ કદાચ છબરડા વાળશે, પરંતુ તેમ છતાં લાંબા ગાળામાં વિજેતાઓ સાબિત થશે (બેશક એટલી શરતે કે છબરડાઓ વધારે પડતા ગંભીર ન હોય અને વખતસર સુધારી લેવામાં આવે).

બીજો રાજકીય દસ્તાવેજ "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટ કોમરેડ સીલ્વિયા પૅંકહર્સ્ટે રજૂ કરેલી નીચેની દલીલનો છે:

"...કોમરેડ ઈંકપિને (બ્રિટિશ સમાજવાદી પાર્ટીના મહામંત્રી) લેબર પાર્ટીનો ઉલ્લેખ 'કામદાર વર્ગીય આંદોલનની મુખ્ય સંઘટના' તરીકે કર્યો છે. હમણાં જ ભરવામાં આવેલી ત્રીજી ઈન્ટરનેશનલમાં બ્રિટિશ સમાજવાદી પાર્ટીના બીજા એક સાથીએ બ્રિટિશ સમાજવાદી પાર્ટીનું ધોરણ વધારે જોરદાર રીતે રજૂ કર્યું છે. તેણે જણાવ્યું છે કે 'અમે લેબર પાર્ટીને સંગઠિત કામદાર વર્ગ તરીકે ગણીએ છીએ'.

અમે લેબર પાર્ટી વિશે એવો ખ્યાલ નથી ધરાવતા. લેબર પાર્ટી સંખ્યાની દૃષ્ટિએ બહુ મોટી છે ખરી, પરંતુ તેના સભ્યો મહદંશે નિષ્ક્રિય તથા ઉદાસીન છે, એવાં સ્ત્રીપુરુષો છે કે જે પોતાના કામસંગાથીઓ ટ્રેડ યુનિયન સભ્યો હોવાને કારણે તથા ટ્રેડ યુનિયન તરફથી મળતી મદદનો લાભ લેવાના આશયે ટ્રેડ યુનિયનોમાં જોડાયેલાં છે.

પરંતુ અમે માન્ય કરીએ છીએ કે લેબર પાર્ટી તો બ્રિટિશ કામદાર વર્ગનો મોટો ભાગ જે વિચારશૈલીની પાર હજુ નથી ગયો તેનું સર્જન છે, અને એ હકીકત પણ તેના વિશાળ પરિમાણમાં કારણભૂત છે, પરંતુ લોકોનાં માનસમાં મોટાં પરિવર્તનો આવી રહ્યાં છે અને એ પરિવર્તનો હાલતને થોડા સમયમાં પલટાવી નાખશે..."

"...બીજા દેશોમાંનાં સામાજિક-દેશભકત સંગઠનોની જેમ જ બ્રિટિશ લેબર પાર્ટી સમાજના સ્વાભાવિક વિકાસ દરમિયાન અનિવાર્ય રીતે સત્તાસ્થાને આવશે જ. કોમ્યુનિસ્ટોનું કામ એવી તાકાતો ઘડવાનું છે કે જે સામાજિક દેશભકતોને ઉથલાવી પાડે, અને આ દેશમાં આપણે એ કાર્યમાં ઢીલ ન કરવી જોઈએ કે અચકાવું ન જોઈએ.

આપણે આપણી શકિત લેબર પાર્ટીની તાકાત વધારવાના કામમાં બરબાદ ન જ કરવી જોઈએ, લેબર પાર્ટી તો અનિવાર્ય રીતે

સત્તાસ્થાને આવવાની જ છે. આપણે આપણી જહેમતો એવા સામ્યવાદી આંદોલનના ઘડતરમાં કેંદ્રિત કરવી જોઈએ કે જે તેને પરાજિત કરી શકે. લેબર પાર્ટી થોડા વખતમાં જ સરકારની રચના કરશે, ક્રાંતિકારી વિરોધી દળે તેની ઉપર હુમલો કરવાની તૈયારી કરી લેવી જોઈએ…"

એ રીતે, (શોષકોની) "બે પાર્ટીઓ"ની જે ઐતિહાસિક પદ્ધતિ સદીઓના અનુભવ દ્વારા તેજોમંડળ હાંસલ કરી ચૂકી છે અને શોષકો માટે અત્યંત લાભદાયક છે, તેને ઉદારવાદી મૂડીદારો તજી રહ્યા છે અને એ બે પાર્ટીઓની તાકાતોને લેબર પાર્ટીની વિરુદ્ધ સાંકળી લેવાનું જરૂરી ગણે છે. કેટલાય ઉદારવાદીઓ ડૂબતા વહાણમાંથી ભાગી જતા ઉંદરડાઓની જેમ ભાગીને લેબર પાર્ટીમાં જોડાઈ રહ્યા છે. ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો માને છે કે લેબર પાર્ટી અનિવાર્ય રીતે સત્તાસ્થાને આવવાની જ છે, અને તેઓ કબૂલ કરે છે કે હવે મોટા ભાગના કામદારો લેબર પાર્ટીને ટેકો આપી રહ્યા છે. ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો તેમાંથી વિચિત્ર સાર તારવે છે, અને કોમરેડ સીલ્વિયા પેંકહર્સ્ટે તેનું નિરૂપણ નીચે મુજબ કર્યું છે:

> "કોમ્યુનિસ્ટ પાર્ટીએ તડજોડ ન જ કરવી જોઈએ… કોમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાના સિદ્ધાંતની વિશુદ્ધતાને અને સુધારાવાદથી પોતાની સ્વતંત્રતાની અખંડિતતાને જાળવી રાખવી જ જોઈએ, તેની જવાબદારી ક્યાંય થંભ્યા કે વળાંક લીધા વગર સામ્યવાદી ક્રાંતિના સીધા પંથે કૂચની આગેવાની કરવાની છે."

એથી ઊલટું, મોટા ભાગના બ્રિટિશ કામદારો હજુ બ્રિટિશ કેરેન્સ્કીઓ કે શેઈદેમાનોને અનુસરે છે અને એ લોકોની સરકારનો અનુભવ — રશિયા અને જર્મનીમાં સામ્યવાદની દિશામાં કામદારોનું વ્યાપક સંક્રમણ સુનિશ્ચિત બનાવવા માટે જરૂરી બનેલો અનુભવ — હજુ નથી ધરાવતા એ હકીકત નિ:શંક નિર્દેશ કરે છે કે બ્રિટિશ કોમ્યુનિસ્ટોએ સંસદીય પ્રવૃત્તિમાં ભાગ લેવો **જોઈએ**, હેન્ડેર્સન તથા સ્નોઉડેનના શાસનનાં પરિણામો અમલમાં સમજી લેવામાં કામદારોને તેમણે સંસદની **અંદરથી** મદદ કરવી જોઈએ, અને લોઇડ જ્યોર્જ તથા ચર્ચિલનાં સંયુક્ત બળોને હરાવવામાં તેમણે હેન્ડેર્સનો તથા સ્નોઉડેનોને મદદ કરવી જોઈએ. એથી નિરાળા કદમનો

અર્થ ક્રાંતિના ધ્યેયને અવરોધવાનો જ થાય કારણ કે કામદાર વર્ગના મોટા ભાગના વિચારોમાં પરિવર્તન વગર, એકલા પ્રચારથી કદી નહિ પરંતુ લોકસમુદાયોના રાજકીય અનુભવથી થયેલા પરિવર્તન વગર, ક્રાંતિ અશક્ય છે. "તડજોડ વગર, વળાંક વગર, કૂચની આગેવાની કરવા"નું સૂત્ર જો કામદારોની તદ્દન નાકૌવત લઘુસંખ્યા—જે જાણે છે (અથવા ગમે તેમ પણ જેની જાણમાં હોવું જોઈએ) કે લોઈડ જ્યોર્જ તથા ચર્ચિલની ઉપર હેન્ડેર્સન તથા સ્નોઉડેનનો વિજય થાય તો બહુસંખ્યા પોતાના આગેવાનોના સંબંધમાં થોડા વખતમાં જ નિરાશ થઈ જશે અને સામ્યવાદને ટેકો આપવા લાગશે (અથવા ગમે તેમ પણ કોમ્યુનિસ્ટો તરફ તટસ્થતાનું, અને હમદર્દીભરી તટસ્થતાનું, વલણ અપનાવશે)—તરફથી આવતું હોય તો દેખીતી રીતે ખોટું જ છે. એ તો એવી વાત થઈ કે ૫૦૦૦૦ સિપાહીઓના દુશ્મન દળની સામે ૧૦૦૦૦ સિપાહીઓ ખડા હોય, તત્કાળ લડાઈમાં ન ઉતારી શકાય એવા પણ તેમની કુમકે આવી રહેલા ૧૦૦૦૦૦ સિપાહીઓ આવી પહોંચે ત્યાં સુધીનો સમય મેળવવાના આશયે તેમને માટે "થંભી જવાનું", "લડાઈ ટાળવાના ઉપાયો લેવાનું", અથવા "તડજોડ" પણ કરી લેવાનું ઉચિત હોય, તેમ છતાં એ ૧૦૦૦૦ સિપાહીઓ આંધળિયાં કરીને લડાઈમાં ઝંપલાવે. એ તો ક્રાંતિકારી વર્ગની ગંભીર કાર્યનીતિ નહિ પણ બુદ્ધિવાદી બાળકવેડા જ ગણાય.

તમામ ક્રાંતિઓએ અને ખાસ કરીને વીસમી સદીમાં ત્રણેય રશિયન ક્રાંતિઓએ ખરો સાબિત કરી દીધેલો ક્રાંતિનો મૂળભૂત નિયમ નીચે મુજબ છે: ક્રાંતિ થવા માટે કેવળ એટલું પૂરતું નથી કે શોષિત અને પીડિત લોકસમુદાયોને પુરાણી રીતે જિંદગી ગુજારવાની અશક્યતાની ખાતરી થઈ જાય, અને તેઓ પરિવર્તનોની માંગ ઉઠાવે. ક્રાંતિ થવા માટે આવશ્યક છે કે શોષકો માટે પુરાણી રીતે જિંદગી જીવવાનું તથા શાસન ચલાવવાનું શક્ય ન રહે. **"નીચલા વર્ગો"** પુરાણી રીતે જિંદગી ગુજારવા **ન માગતા હોય,** અને "ઉપલા વર્ગો" **પુરાણી રીતની જિંદગી ચાલુ ન રાખી શકે,** ત્યારે જ ક્રાંતિનો વિજય શક્ય છે. આ તથ્યને બીજા શબ્દોમાં વ્યકત કરી શકાય: રાષ્ટ્રવ્યાપી કટોકટી (શોષિતો અને શોષકો બેઉને અસર કરતી) વગર ક્રાંતિ અશક્ય છે. તેમાંથી નીકળતા તારણ મુજબ, ક્રાંતિ થવા માટે પહેલી આવશ્યકતા એ છે કે મોટા ભાગના કામદારોને (ઓછામાં ઓછું, મોટા ભાગના વર્ગજાગૃત, વિચારશીલ, તથા રાજકીય દૃષ્ટિએ સક્રિય કામદારોને)

ક્રાંતિ જરૂરી હોવાની પૂરી ખાતરી થઈ જાય, અને તેઓ તેને ખાતર જિંદગી કુરબાન કરી દેવા તૈયાર થઈ જાય; બીજી આવશ્યકતા એ છે કે શાસક વર્ગો સરકાર સંબંધી એવી કટોકટીમાંથી પસાર થઈ રહ્યા હોય જે વધારેમાં વધારે પછાત લોકસમુદાયોને પણ રાજકારણમાં ખેંચે (કોઈ પણ ખરી ક્રાંતિની લાક્ષણિક બાબત એ હોય છે કે અગાઉ ઉદાસીન પરંતુ રાજકીય સંઘર્ષ લડવા શકિતમાન બની જતા મહેનતકશ તથા પીડિત લોકસમુદાયોના પરિમાણમાં ઝડપી, દસ ગણો, અને સો ગણોયે વધારો થઈ જાય), સરકારને કમજોર બનાવી દે, અને તેને ઝડપથી ઉથલાવી પાડવાનું ક્રાંતિકારીઓ માટે શક્ય બનાવે.

અહીંયાં ઉલ્લેખ કરીએ કે લોઇડ જ્યોર્જના પ્રવચનમાં પણ જોઈ શકાય છે તેમ સફળ સર્વહારા વર્ગીય ક્રાંતિ માટેના બેઉ સંજોગો બ્રિટનમાં સ્પષ્ટ રૂપે વિકસી રહ્યા છે. ઉગ્રવાદી કોમ્યુનિસ્ટોની ભૂલો હાલના સમયે ખાસ જોખમી છે કારણ કે અમુક ક્રાંતિકારીઓ એ સંજોગોમાંના દરેક તરફ પૂરતા વિચારનું, પૂરતા ધ્યાનનું, પૂરતી સમજદારીનું, તથા પૂરતી ચતુરાઈનું વલણ નથી દાખવી રહ્યા. જો આપણે ખાલી ક્રાંતિકારી ગ્રૂપ નહિ પરંતુ ક્રાંતિકારી **વર્ગની** પાર્ટી હોઈએ, અને આપણે ઇચ્છતા હોઈએ કે **લોકસમુદાયો** આપણને અનુસરે (અને આપણે એવી સિદ્ધિ હાંસલ ન કરી લઈએ તો ખાલી વાણીશૂરાઓ બની રહેવાનું જોખમ વહોરી લઈએ), તો આપણું પહેલું કામ લોઇડ જ્યોર્જ તથા ચર્ચિલને હરાવવામાં હેન્ડેર્સન અથવા સ્નોઉડેનને મદદ કરવાનું હોવું જોઈએ (અથવા સમજો કે લોઇડ જ્યોર્જ તથા ચર્ચિલને હરાવવાની આપણે હેન્ડેર્સન અથવા સ્નોઉડેનને ફરજ પાડવી જોઈએ કારણ કે તેમને **પોતાની ફતેહની જ બીક લાગે છે**): બીજી વાત—આપણે કામદાર વર્ગના મોટા ભાગને તેના પોતાના અનુભવથી સમજી લેવામાં મદદ કરવી જોઈએ કે આપણું ધોરણ ખરું છે, હેન્ડેર્સનો તથા સ્નોઉડેનો સાવ નકામા છે, તેઓ નિમ્ન-મૂડીવાદી અને સ્વભાવે જ વિશ્વાસઘાતી છે, તેમનું દેવાળું અનિવાર્ય છે; ત્રીજી વાત— આપણે એવી ઘડી વધારે નજીક આણવી જોઈએ કે જ્યારે હેન્ડેર્સનોના સંબંધમાં મોટા ભાગના કામદારોની નિરાશાના **આધારે**, હેન્ડેર્સનોની સરકારને તત્કાળ ઉથલાવી પાડવાનું, સફળતાની ગંભીર સંભાવનાઓ સાથે, શક્ય બને; કારણ કે અત્યંત બાહોશ તથા મક્કમ લોઇડ જ્યોર્જ, નાનો નહિ પણ મોટો મૂડીવાદી, એક દિવસે ચર્ચિલ જોડેના અને બીજે દિવસે ઍસ્કવિથ જોડેના તેના "ઘર્ષણ"થી વ્યાકુળ બની

જાય છે અને વધારે ને વધારે નબળો પડતો જાય છે (અને આખા મૂડીદાર વર્ગને નબળો પાડે છે), તો પછી હેન્ડેર્સન સરકારની વ્યાકુળતા કેટલી બધી વધારે હશે!

હું વાતને વધારે નક્કર રૂપમાં રજૂ કરીશ. મારો અભિપ્રાય એવો છે કે બ્રિટિશ કોમ્યુનિસ્ટોએ પોતાનાં ચારેય ગ્રૂપ તથા પાર્ટીઓની (તમામ બહુ કમજોર અને અમુક તો બહુ બહુ કમજોર) એકતા ત્રીજી ઈન્ટરનેશનલના સિદ્ધાંતો તેમ જ સંસદમાં **ફરજિયાત** સામેલગીરીના આધારે સાધી લઈને એક જ કોમ્યુનિસ્ટ પાર્ટીની રચના કરવી જોઈએ. કોમ્યુનિસ્ટ પાર્ટીએ હેન્ડેર્સનો તથા સ્નોઉડેનોને નીચે મુજબ "તડજોડના" ચૂંટણી કરારની દરખાસ્ત કરવી જોઈએ: લોઇડ જ્યોર્જ અને રૂઢિચુસ્તોની એકસંપી સામે આપણે સંયુકત રીતે લડત ચલાવીએ, આપણે લેબર પાર્ટીની તરફેણના અને કોમ્યુનિસ્ટ પાર્ટીની તરફેણના કામદાર મતોના આધારે (ચૂંટણીમાં નહિ પરંતુ ખાસ આયોજિત મતદાનમાં) સંસદની બેઠકોના પ્રમાણસર ભાગલા પાડી લઈએ, અને આપણે આંદોલન, પ્રચાર, તથા રાજકીય પ્રવૃત્તિ અંગે દરેકની **પૂરી આઝાદી** જાળવી રાખીએ. તેમાંથી છેલ્લી શરત વગર જૂથમાં જોડાવા તો આપણે બેશક કબૂલ ન જ થઈએ કારણ કે એ તો દગાખોરી જ ગણાય. જેવી રીતે રશિયન બોલ્શેવિકોએ રશિયન હેન્ડેર્સનો તથા સ્નોઉડેનોને, એટલે કે મેન્શેવિકોને, ઉઘાડા પાડવાની પૂરી આઝાદી માગી હતી અને હાંસલ કરી લીધી હતી (**પંદર વર્ષ** — ૧૯૦૩-૧૭) એવી જ રીતે બ્રિટિશ કોમ્યુનિસ્ટોએ હેન્ડેર્સનો તથા સ્નોઉડેનોને ઉઘાડા પાડવાની પૂરી આઝાદી માગવી જોઈએ અને હાંસલ કરી લેવી જોઈએ.

હેન્ડેર્સનો તથા સ્નોઉડેનો એવી શરતોએ જૂથ રચવા તૈયાર થઈ જાય તો લાભ આપણને જ થશે કારણ કે સંસદની બેઠકોની સંખ્યા આપણે માટે મહત્ત્વની નથી, આપણને બેઠકો મેળવી લેવાની તાલાવેલી નથી. આપણે એ મુદ્દાના સંબંધમાં નમતું મૂકીશું (પણ હેન્ડેર્સનો અને ખાસ કરીને તેમના નવા દોસ્તો — અથવા નવા માલિકો — સ્વતંત્ર લેબર પાર્ટીમાં જોડાઈ ગયેલા ઉદારવાદીઓ તો બેઠકો મેળવવા અત્યંત ઉત્સુક છે). લાભ આપણને જ થશે કારણ કે આપણે **આપણી** આંદોલન પ્રવૃત્તિ એવા સમયે **લોકસમુદાયોની** અંદર લઈ જઈ શકીશું કે જ્યારે લોઇડ જ્યોર્જે **પોતે જ** તેમને "ખીજે ભરાવી" દીધા છે, અને આપણે લેબર પાર્ટીને તેની સરકાર વહેલી સ્થાપવામાં મદદગાર બનીશું એટલું જ નહિ પરંતુ હેન્ડેર્સનોની સામે આપણા તરફથી

કોઈ જાતની ચુપકી વગર કે કોઈ વાત બાકી રહેવા દીધા વગર ચલાવવામાં આવનારો સામ્યવાદી પ્રચાર વહેલો સમજી લેવામાં લોકસમુદાયોને મદદગાર પણ બનીશું.

હેન્ડેર્સનો તથા સ્નોઉડેનો એવી શરતોએ આપણી સાથે જૂથ રચવાનો ઈનકાર કરે તો આપણને એથીયે વધારે લાભ થશે કારણ કે આપણે **લોકસમુદાયોને** તત્કાળ બતાવી આપીશું (નોંધ લેવામાં આવે કે નિર્ભેળ મેન્શેવિક અને તદ્દન તકવાદી સ્વતંત્ર લેબર પાર્ટીમાં પણ **સાધારણ સભ્યો** સોવિયેતોની તરફેણમાં છે) કે હેન્ડેર્સનોને તમામ કામદારોની એકતા કરતાં મૂડીદારો સાથેના **પોતાના** ગાઢ સંબંધો વધારે પસંદ છે. **લોકસમુદાયોની** નજરમાં આપણી પ્રતિષ્ઠા તત્કાળ વધી જશે કારણ કે લોઈડ જ્યોર્જે કરેલા જ્વલંત, ખૂબ જ ખરા, અને ખૂબ જ ઉપયોગી (સામ્યવાદ માટે) ખુલાસાઓ પછી તો ખાસ કરીને તેઓ લોઈડ જ્યોર્જ-રૂઢિચુસ્ત એકસંપીની સામે તમામ કામદારોની એકતા સાધવાના ખ્યાલ તરફ હમદર્દી ધરાવતા હશે. આપણને તત્કાળ લાભ થશે કારણ કે આપણે લોકસમુદાયો સમક્ષ સાબિત કરી દીધું હશે કે હેન્ડેર્સનો તથા સ્નોઉડેનો લોઈડ જ્યોર્જને હરાવતાં ડરે છે, એકલા સત્તા હાથમાં લેતાં ડરે છે, અને લેબર પાર્ટીની વિરુદ્ધ રૂઢિચુસ્તોને **ઉઘાડી રીતે** મદદ કરી રહેલા લોઈડ જ્યોર્જનો **ગુપ્ત** ટેકો મેળવવાની જહેમતો કરી રહ્યા છે. નોંધ લેવી ઘટે કે રશિયામાં ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખની (પુરાણા કેલેન્ડર મુજબ) ક્રાંતિ પછી મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ (એટલે કે રશિયન હેન્ડેર્સનો તથા સ્નોઉડેનો) વિરુદ્ધ બોલ્શેવિકોના પ્રચારથી ચોક્કસ રૂપે એવી જાતના સંજોગને કારણે જ લાભ થયો હતો. આપણે મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓને કહેલું: મૂડીદાર વર્ગ વગર જ પૂરી સત્તા તમારા હાથમાં લઈ લો કારણ કે તમે સોવિયેતોમાં બહુમતી ધરાવો છો (૧૯૧૭ના જૂનમાં સોવિયેતોની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસમાં બોલ્શેવિકો માત્ર ૧૩ ટકા મત ધરાવતા હતા). પરંતુ રશિયન હેન્ડેર્સનો તથા સ્નોઉડેનો મૂડીદાર વર્ગ વગર એકલા સત્તા હાથમાં લેતાં ડરતા હતા, અને બંધારણસભાની ચૂંટણીઓ થાય તો બહુમતી સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોને* (જેમણે બીજાઓની સાથે

---

*રશિયામાં ૧૯૧૭ના નવેંબરમાં બંધારણસભાની, ૩૬૦૦૦૦૦૦થી વધારે મતદારોને આવરી લેતી, ચૂંટણીઓનાં પરિણામો નીચે મુજબ હતાં:

6*

મળીને ગાઢ રાજકીય જૂથ રચી લીધું હતું અને જે વાસ્તવમાં તો **માત્ર** નિમ્ન-મૂડીવાદી લોકશાહીનું જ પ્રતિનિધિત્વ કરતા હતા) જ મળે એ હકીકત બરાબર જાણતો મૂડીદાર વર્ગ ચૂંટણીઓમાં ઢીલ પાડી રહ્યો હતો ત્યારે સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો ઢીલનો સામનો જોમથી તથા સુસંગત રીતે નહોતા કરી શક્યા.

હેન્ડેર્સનો તથા સ્નોઉડેનો જો કોમ્યુનિસ્ટોની સાથે જૂથ રચી લેવાનો ઇનકાર કરે તો કોમ્યુનિસ્ટોને તત્કાળ લાભ થાય કારણ કે તેઓ લોકસમુદાયોની હમદર્દી હાંસલ કરી લે અને હેન્ડેર્સનો તથા સ્નોઉડેનોને હલકા પાડી દે. તેના પરિણામે આપણને સંસદની થોડીક બેઠકો જતી કરવી પડે તો એ બાબત આપણે માટે મહત્ત્વની નથી. આપણે આપણા ઉમેદવારો બહુ ઓછા પરંતુ તદ્દન સલામત મતવિસ્તારોમાં જ, એટલે કે જ્યાં આપણા ઉમેદવારો કોઈ બેઠકો લેબર ઉમેદવારોના ભોગે ઉદારવાદીઓના હાથમાં જવા દે એવી સંભાવના ન હોય ત્યાં જ, ખડા કરીશું. આપણે ચૂંટણી ઝૂંબેશમાં ભાગ લઈશું, સામ્યવાદની ચળવળને વેગ આપતાં ચોપાનિયાં વહેંચીશું, અને જ્યાં આપણા ઉમેદવારો ન હોય એવા **તમામ** મતવિસ્તારોમાં **મૂડીવાદી ઉમેદવારની વિરુદ્ધ લેબર ઉમેદવારને મત આપવાની** અપીલ મતદારોને કરીશું. સાથીઓ સીલ્વિયા પૅંકહર્સ્ટ તથા ગૅલેહરનો એવો ખ્યાલ ગલત છે કે એમ કરવામાં સામ્યવાદનો દ્રોહ છે અથવા સામાજિક-દગાખોરો સામેના સંઘર્ષનો પરિત્યાગ છે. એથી ઊલટું, એમ કરવાથી સામ્યવાદી ક્રાંતિના ધ્યેયને નિ:શંક લાભ થશે જ.

હાલ તો બ્રિટિશ કોમ્યુનિસ્ટો માટે લોકસમુદાયો સમક્ષ જવાનું તેમ જ પોતાની વાત તેમને સંભળાવવાનું પણ ઘણી ઘણી વાર મુશ્કેલ બની જાય છે. હું કોમ્યુનિસ્ટ તરીકે આગળ આવું અને લોઇડ જ્યોર્જની વિરુદ્ધ હેન્ડેર્સનને મત આપવાની હાકલ લોકસમુદાયોને કરું તો તેઓ મારી વાત ચોક્કસ સાંભળવાના જ. હું તેમને સમજાવી શકીશ કે સોવિયેતો સંસદ કરતાં બહેતર કેમ છે અને સર્વહારા વર્ગની સરમુખત્યારી ચર્ચિલની સરમુખત્યારી (મૂડીવાદી

---

બોલ્શેવિકોને ૨૫ ટકા મત મળ્યા હતા, જમીનદારોની તથા મૂડીદાર વર્ગની જુદી જુદી પાર્ટીઓને ૧૩ ટકા મત મળ્યા હતા, અને નિમ્ન-મૂડીવાદી-લોકશાહીવાદી પાર્ટીઓને, અર્થાત્ સમાજવાદી-ક્રાંતિકારીઓ, મેન્શેવિકો, તથા કેટલાંય એવા નાનાં ગ્રૂપોને, ૬૨ ટકા મત મળ્યા હતા.

"લોકશાહી"ના પાટિયા વડે છુપાવી રાખવામાં આવેલી) કરતાં બહેતર કેમ છે, પરંતુ વધારામાં હું તેમને એ પણ સમજાવી શકીશ કે ફાંસીએ લટકી ગયેલા માણસને જેવો ટેકો ફાંસીના દોરડાનો હોય છે એવો જ ટેકો હું હેન્ડેર્સનને મારા મત વડે આપવા માગું છું, હેન્ડેર્સનોની સરકારની આગામી સ્થાપના મારા ધોરણને ખરું સાબિત કરી દેશે, લોકસમુદાયોને મારે પક્ષે લાવી દેશે, અને રશિયામાં તથા જર્મનીમાં હેન્ડેર્સનો તથા સ્નોઉડેનોના જાતભાઈઓની બાબતમાં બન્યું હતું એવી જ રીતે બ્રિટનમાં હેન્ડેર્સનો તથા સ્નોઉડેનોનું રાજકીય મોત નજીક આણી દેશે.

જો એવો વાંધો ઉઠાવવામાં આવે કે આ કાર્યનીતિ વધારે પડતી "હિકમતી" કે વધારે પડતી જટિલ છે, લોકસમુદાયો તેને સમજી નહિ શકે, આ કાર્યનીતિ આપણાં બળોને વિભાજિત અને વેરવિખેર કરી નાખશે, સોવિયેત ક્રાંતિ ઉપર ધ્યાન કેંદ્રિત કરતાં આપણને અટકાવશે, વગેરે, તો હું વાંધો ઉઠાવનારા ઉગ્રવાદીઓને આવો જવાબ આપીશ: તમારો મતવાદ લોકસમુદાયોના નામે ન ચડાવી દો! રશિયામાં લોકસમુદાયો બ્રિટનમાંના લોકસમુદાયો કરતાં બહેતર શિક્ષિત બેશક નથી જ, કદાચ ઓછા જ છે. તેમ છતાં લોકસમુદાયો બોલ્શેવિકોની વાત સમજી શક્યા હતા, અને ૧૯૧૭ના સપ્ટેંબરમાં સોવિયેત ક્રાંતિની **પૂર્વવેળાએ** બોલ્શેવિકોએ મૂડીવાદી સંસદ (બંધારણસભા) માટે ઉમેદવારો ખડા કરેલા તથા ૧૯૧૭ના નવેંબરમાં સોવિયેત ક્રાંતિ **પછીને બીજે દિવસે** બંધારણસભાની—જેને ૧૯૧૮ના જાન્યુઆરીની પાંચમી તારીખે પતાવી નાખવામાં આવેલી—ચૂંટણીઓમાં ભાગ લીધેલો, એ હકીકતથી બોલ્શેવિકોના માર્ગમાં અવરોધ ઊભો નહોતો થયો પરંતુ ઊલટાની તેમને મદદ મળી હતી.

બ્રિટિશ કોમ્યુનિસ્ટોની અંદર મતભેદના બીજા મુદ્દાની—લેબર પાર્ટીમાં જોડાઈ જવાના કે ન જોડાવાના સવાલની—છણાવટ હું અહીંયાં કરી શકું એમ નથી. એ સવાલ અંગે મારી પાસે બહુ ઓછી માહિતી છે. સવાલ ખૂબ જ અટપટો છે કારણ કે બ્રિટિશ લેબર પાર્ટીનું સ્વરૂપ અનન્ય છે. યુરોપ ખંડમાં રાજકીય પાર્ટીઓના સામાન્ય માળખાથી તેનું માળખું સાવ નિરાળું છે. પરંતુ આટલું તો નિ:શંક છે: એક—આ સવાલમાં પણ, "કોમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાના સિદ્ધાંતની વિશુદ્ધતાને અને સુધારાવાદથી પોતાની સ્વતંત્રતાની અખંડિતતાને જાળવી રાખવી જ જોઈએ, તેની જવાબદારી ક્યાંય થંભ્યા કે વળાંક લીધા વગર સામ્યવાદી ક્રાંતિના સીધા

પંથે કૂચની આગેવાની કરવાની છે" જેવા સિદ્ધાંતોમાંથી ક્રાંતિકારી સર્વહારા વર્ગની કાર્યનીતિ તારવવાની કોશિશ કરનારા લોકો અનિવાર્ય રીતે ભૂલ કરવાના જ. એવા સિદ્ધાંતો તો ૧૮૭૪માં કોઈ જાતની તડજોડો તથા કોઈ જાતની વચગાળાની કક્ષાઓને "રદિયો" આપનારા ફ્રેંચ બ્લાંકીવાદી કોમ્યુનપંથીઓની ભૂલનું નર્યું પુનરાવર્તન જ અંકિત કરે છે. બે–નિ:શંક વાત છે કે આ સવાલમાં પણ હંમેશની જેમ કર્તવ્ય, સામ્યવાદના સામાન્ય તથા બુનિયાદી સિદ્ધાંતો પાર્ટીઓ અને વર્ગો વચ્ચેના **વિશિષ્ટ** સંબંધોને, સામ્યવાદની દિશાના વસ્તુગત વિકાસનાં **વિશિષ્ટ** લક્ષણોને, લાગુ કરતાં શીખી લેવાનું છે. એ સંબંધો તથા લક્ષણો દરેક દેશમાં નિરનિરાળાં હોય છે અને તેમને ખોળી કાઢવાની, તેમનું પરીક્ષણ કરવાની, તથા તેમની આગાહી કરવાની શકિત આપણામાં હોવી જોઈએ.

પરંતુ તેની ચર્ચા એકલા બ્રિટિશ સામ્યવાદના જ સંબંધમાં નહિ બલકે સઘળા મૂડીવાદી દેશોમાં સામ્યવાદના વિકાસને લગતી સર્વસામાન્ય તારવણીઓના સંબંધમાં કરવી જોઈએ. હવે અમે એ વિષયની છણાવટ કરીશું.

## ૧૦

## કેટલીક તારવણીઓ

૧૯૦૫ની મૂડીવાદી રશિયન ક્રાંતિથી વિશ્વ ઈતિહાસમાં ખૂબ જ મૌલિક પલટો પ્રકાશમાં આવ્યો: અત્યંત પછાત મૂડીવાદી દેશોમાંના એકમાં હડતાલ આંદોલને જગતમાં કોઈ પણ ઠેકાણે અભૂતપૂર્વ એવાં વ્યાપ તથા તાકાત ધારણ કરી લીધાં. ૧૯૦૫ના **પહેલા એક જ મહિનામાં** હડતાલ પાડનારાઓની સંખ્યા પુરોગામી દાયકાની (૧૮૯૫-૧૯૦૪) **વાર્ષિક** સરેરાશ સંખ્યાથી દસ ગણી હતી. ૧૯૦૫માં જાન્યુઆરીથી ઑક્ટોબર સુધી હડતાલો નિરંતર વધતી રહી અને અનહદ પ્રમાણોના તબક્કામાં પહોંચી ગઈ. કેટલાય અનન્ય ઐતિહાસિક સંજોગોની અસરને કારણે પછાત રશિયા દેશ જગતને કેવળ એટલું જ બતાવનારો નહિ કે ક્રાંતિના સમયમાં પીડિત લોકસમુદાયોની સ્વતંત્ર પ્રવૃત્તિ કૂદકે ને ભૂસકે વૃદ્ધિ પામે છે (એમ તો તમામ મહાન ક્રાંતિઓમાં બન્યું છે), પરંતુ સાથે સાથે એ પણ બતાવનારો પહેલો દેશ

બની ગયો કે સર્વહારા વર્ગનું મહત્ત્વ કુલ વસતિમાં તેના પ્રમાણ કરતાં અત્યંત અધિક હોય છે. તેણે આર્થિક હડતાલ અને રાજકીય હડતાલનો સમન્વય, રાજકીય હડતાલનો હથિયારબંધ વિદ્રોહમાં વિકાસ, સોવિયેતોનો ઉદય, લોકસંઘર્ષનું નવું રૂપ, અને મૂડીવાદના જુલમ તળે કચડાતા વર્ગોનું વ્યાપક સંગઠન બતાવી આપ્યાં.

૧૯૧૭ના ફેબ્રુઆરી અને ઑક્ટોબરની ક્રાંતિઓ સોવિયેતોના રાષ્ટ્રવ્યાપી સર્વાંગી વિકાસમાં તેમ જ સર્વહારા વર્ગીય સમાજવાદી ક્રાંતિમાં તેમના વિજયમાં પરિણમી. બે વરસથી ઓછા સમયમાં સોવિયેતોનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ, સંઘર્ષ તથા સંગઠનના એ રૂપનો વિશ્વ કામદાર વર્ગીય આંદોલનમાં પ્રસાર, તેમ જ મૂડીવાદી સંસદવાદની તથા સામાન્ય રીતે મૂડીવાદી લોકશાહીની કબર ખોદનાર, વારસદાર, તથા અનુગામી તરીકેની સોવિયેતોની ઐતિહાસિક કામગીરી, એ બધું સ્પષ્ટ થઈ ગયું.

પરંતુ વાત એટલી જ નથી. કામદાર આંદોલન હવે બતાવે છે કે તે બધા દેશોમાં ઉદયમાન, તાકાતવાન બની રહેલા, તથા વિજયની દિશામાં કૂચ કરી રહેલા સામ્યવાદના સૌપ્રથમ તથા મુખ્યત્વે **પોતાના** "મેન્શેવિઝમની" વિરુદ્ધ, એટલે કે તકવાદ તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદની (દરેક અલગ દેશમાં દેશી છાપના) વિરુદ્ધ, અને પછી સમજો કે પુરવણી તરીકે "ઉગ્રવાદી" સામ્યવાદની વિરુદ્ધ, સંઘર્ષમાંથી પસાર થવાની અણી પર છે (અને પસાર થવા લાગ્યું પણ છે). પહેલો સંઘર્ષ દેખીતી રીતે એક પણ અપવાદ વગર બધા દેશોમાં બીજી ઇન્ટરનેશનલ (ક્યારની વાસ્તવમાં ખતમ થઈ ચૂકેલી) અને ત્રીજી ઇન્ટરનેશનલ વચ્ચેના દ્વંદ્વ તરીકે વિકાસ પામ્યો છે. બીજો સંઘર્ષ જર્મની, બ્રિટન, ઇટાલી, અમેરિકા (ગમે તેમ પણ સોવિયેત પદ્ધતિને લગભગ સર્વસામાન્ય તથા લગભગ બિનશરતી માન્યતાની સાથે સાથે 'વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘ'ના તથા અરાજકતાવાદી-સંઘવાદી વહેણોના અમુક **વિભાગ** તરફથી ઉગ્રવાદી સામ્યવાદનાં ગલત ધોરણોનું સમર્થન), અને ફ્રાંસમાં (ત્યાં પણ સોવિયેત પદ્ધતિને માન્યતાની સાથે સાથે ભૂતપૂર્વ સંઘવાદીઓના એક વિભાગનું રાજકીય પાર્ટી તથા સંસદવાદ સંબંધી વલણ) જોવા મળે છે. બીજા શબ્દોમાં કહીએ તો સંઘર્ષ કેવળ આંતરરાષ્ટ્રીય પાયા પર જ નહિ પરંતુ વિશ્વવ્યાપી પાયા પર પણ નિઃશંક લડાઈ રહ્યો છે.

કામદાર આંદોલન દરેક ઠેકાણે, વાસ્તવમાં જે મૂડીદાર વર્ગની ઉપર વિજય માટેની એક જ જાતની તૈયારી શાળા છે તેમાંથી પસાર થઈ રહ્યું

છે ખરું, પરંતુ તે એવો વિકાસ દરેક દેશમાં **પોતાની રીતે** સાધી રહ્યું છે. એ પંથે બોલ્શેવિઝમે જેટલા વેગે સફર ખેડી હતી તેની સરખામણીમાં મોટા અને ઉન્નત દેશો **ઘણી વધારે ઝડપથી** સફર ખેડી રહ્યા છે. ઈતિહાસે બોલ્શેવિઝમને સંગઠિત રાજકીય વહેણ તરીકે વિજયની તૈયારી કરી લેવા પંદર વરસ આપ્યાં હતાં. એક વરસના ટૂંકા ગાળામાં ત્રીજી ઈન્ટરનેશનલ નિર્ણાયક વિજય હાંસલ કરી ચૂકી છે. માત્ર થોડાક જ મહિનાઓ પહેલાં તેનાથી અતુલ્ય પ્રમાણમાં વધારે જોરાવર, સ્થાયી તથા તાકાતવાન લાગતી, અને વિશ્વ મૂડીદાર વર્ગનો દરેક શક્ય ટેકો—સીધો તથા આડકતરો, ભૌતિક (પ્રધાનપદાં, પાસપોર્ટ, અખબારો) તથા વૈચારિક—ધરાવતી બીજી લાંચખાઉ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ઈન્ટરનેશનલને તેણે પરાજિત કરી દીધી છે.

હવે આવશ્યક છે કે દરેક દેશના કોમ્યુનિસ્ટો તકવાદ તથા "ઉગ્રવાદી" મતવાદની વિરુદ્ધ સંઘર્ષનાં મૂળભૂત લક્ષ્યોને તેમ જ, એ સંઘર્ષ દરેક દેશમાં અર્થકારણ, રાજકારણ, સંસ્કૃતિ, તથા રાષ્ટ્રીય સંઘટનાના (આયરલૅંડ, વગેરે) વિશિષ્ટ સ્વરૂપને અને તેનાં સંસ્થાનો, ધાર્મિક વિભાજનો, ઈત્યાદિને અનુરૂપ જે **નક્કર લક્ષણો** ધારણ કરે જ તથા કરે છે તેને, એકદમ જાગૃત રીતે લક્ષમાં લે. દરેક ઠેકાણે બીજી ઈન્ટરનેશનલ અંગે અસંતોષની લાગણી છે અને તે ફેલાઈ તથા વધી રહી છે. તેમાં તેનો તકવાદ તેમ જ વિશ્વ સોવિયેત પ્રજાસત્તાક માટેના ક્રાંતિકારી સર્વહારા વર્ગના સંઘર્ષમાં એ વર્ગની આંતરરાષ્ટ્રીય કાર્યનીતિનું સંચાલન કરી શકે એવા ખરેખરા કેંદ્રીકૃત તથા ખરેખરા માર્ગદર્શક કેંદ્રનું સર્જન કરવાની તેની અશકિત અથવા અસમર્થતા કારણભૂત છે. સાફ સમજી લેવું જોઈએ કે એવા માર્ગદર્શક કેંદ્રનું ઘડતર સંઘર્ષના બીબાઢાળ, યંત્રવત્ સમરૂપ બનાવી દેવામાં આવેલા, તથા એકસરખા કાર્યનીતિ સંબંધી નિયમોના આધારે કદી ન જ થઈ શકે. પ્રજાઓ અને દેશોની અંદર રાષ્ટ્રીય તથા રાજ્ય સંબંધી તફાવતો જ્યાં સુધી હયાત રહે—અને એવા તફાવતોની હયાતી લાંબા વખત સુધી, સર્વહારા વર્ગની સરમુખત્યારી વિશ્વવ્યાપી પાયા પર સ્થપાઈ જાય ત્યાર પછી પણ, ચાલુ રહેશે—ત્યાં સુધી તમામ દેશોમાંના સામ્યવાદી કામદાર આંદોલનની આંતરરાષ્ટ્રીય કાર્યનીતિની એકતા, વિવિધતાને ખતમ કરી નાખવાનું અથવા રાષ્ટ્રીય તફાવતોને દબાવી દેવાનું (જે હાલ તો ખાલી તરંગી સપનું જ છે) નહિ પરંતુ સામ્યવાદના **મૂળભૂત** સિદ્ધાંતોને (સોવિયેત સત્તા અને સર્વહારા વર્ગની સરમુખત્યારીને) અમલમાં મૂકવાનું આવશ્યક બનાવે છે; એથી એ

સિદ્ધાંતોમાં **અમુક વિગતો** પૂરતા **સમુચિત ફેરફારો થઈ શકશે**, તેમને રાષ્ટ્રીય તથા રાષ્ટ્રીય-રાજ્ય સંબંધી તફાવતો જોડે સમુચિત રીતે બંધબેસતા બનાવી શકાશે અને એ બાબતમાં લાગુ કરી શકાશે. દરેક દેશે કામદાર આંદોલનની અંદરના તકવાદ તથા ઉગ્રવાદી મતવાદ ઉપર વિજય હાંસલ કરવાનું, મૂડીવાદને ખતમ કરી નાખવાનું, સોવિયેત પ્રજાસત્તાક તથા સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનું, **એક જ** આંતરરાષ્ટ્રીય કર્તવ્ય **નક્કર રીતે** પાર પાડવામાં જે કંઈ રાષ્ટ્રીય-વિશિષ્ટ, રાષ્ટ્રીય-લાક્ષણિક, હોય તેને ખોળી કાઢવું, તેનું પરીક્ષણ કરવું, તેની આગાહી કરવી, અને તેને સમજી લેવું — તમામ ઉન્નત દેશો (અને તેઓ એકલા જ નહિ) જે ઐતિહાસિક ગાળામાંથી પસાર થઈ રહ્યા છે તેમાં પાયાનું કર્તવ્ય એવું છે. મુખ્ય બાબત — જોકે બધું તો બેશક નહિ જ — મુખ્ય બાબત સિદ્ધ કરી લેવામાં આવી છે: કામદાર વર્ગની મોખરાની હરોળને આપણે પક્ષે જીતી લેવામાં આવી છે, તે સોવિયેત સરકારને પક્ષે અને સંસદવાદની વિરુદ્ધ ખડી થઈ ગઈ છે, સર્વહારા વર્ગની સરમુખત્યારીની તરફેણમાં અને મૂડીવાદી લોકશાહીની વિરુદ્ધ ખડી થઈ ગઈ છે. હવે તમામ જહેમતો અને પૂરું ધ્યાન **આગલા** કદમ ઉપર કેંદ્રિત કરવું જોઈએ, જે કદાચ ઓછું મૂળભૂત લાગે — અને અમુક દૃષ્ટિએ વાસ્તવમાં એવું છે પણ ખરું — પરંતુ બીજી તરફ તે હકીકતમાં કર્તવ્યની સિદ્ધિની વધારે નિકટતામાં છે. એ કદમ છે સર્વહારા વર્ગીય ક્રાંતિની દિશામાં **સંક્રમણનાં** અથવા **આગેકૂચનાં** રૂપોની તલાશ કરવાનું.

સર્વહારા વર્ગીય મોખરાની હરોળને આપણે પક્ષે જીતી લેવામાં આવી છે. એ જ મુખ્ય બાબત છે. તેના વગર તો વિજયની દિશામાં પહેલું કદમ પણ ન જ ઉઠાવી શકાય. પરંતુ વાત વિજયથી હજી ઘણી દૂર છે. મોખરાની હરોળ એકલી જ વિજય હાંસલ ન કરી શકે. આખો વર્ગ, બહોળા લોકસમુદાયો, મોખરાની હરોળને કાં તો સીધો ટેકો આપવાનું અથવા ઓછામાં ઓછું તેના સંબંધમાં હમદર્દીભરી તટસ્થતાનું તથા તેના દુશ્મનને ટેકો આપવાના તદ્દન ઇનકારનું ધોરણ અપનાવી લે તે પહેલાં એકલી મોખરાની હરોળને જ નિર્ણાયક લડાઈમાં ધકેલી દેવાનું કૃત્ય ખાલી મૂર્ખાઈભર્યું જ નહિ પરંતુ ગુનાહિત પણ ગણાય. આખા વર્ગને, મૂડીનો જુલમ વેઠતા મહેનતકશ લોકોના બહોળા સમુદાયોને, એવું ધોરણ અપનાવવા તૈયાર કરવા માટે ખાલી પ્રચાર તથા ચળવળ પૂરતાં નથી. તેને માટે તો લોકસમુદાયોનો પોતાનો રાજકીય અનુભવ આવશ્યક છે. સઘળી મહાન

ક્રાંતિઓનો મૂળભૂત નિયમ એવો છે, જે કેવળ રશિયામાં જ નહિ પરંતુ જર્મનીમાંયે અદમ્ય જોરથી તથા જ્વલંત રીતે ખરો સાબિત થઈ ચૂકેલો છે. મક્કમ રીતે સામ્યવાદ તરફ વળવા માટે કેવળ રશિયાના અસંસ્કારી તથા મોટે ભાગે અભણ લોકસમુદાયોને જ નહિ પરંતુ જર્મનીના ખૂબ સંસ્કારી તથા સુશિક્ષિત લોકસમુદાયોને પણ બીજી ઇન્ટરનૅશનલના શૂરવીરોની સરકારની તદ્દન કાયરતા તથા નાકૌવતી, મૂડીદાર વર્ગ સમક્ષ તદ્દન લાચારી તથા દાસતા, અને તદ્દન હલકટતા પોતાના કટુ અનુભવ મારફત સમજી લેવી પડી હતી; તેમને સમજી લેવું પડયું હતું કે સર્વહારા વર્ગની સરમુખત્યારી ન સ્થાપવામાં આવે તો બીજો એકમાત્ર અનિવાર્ય વિકલ્પ ઘોર પ્રત્યાઘાતીઓની (રશિયામાં કોર્નીલોવ[50], જર્મનીમાં કાપ્પ અને કંપની[51]) સરમુખત્યારીનો જ છે.

આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનની વર્ગજાગૃત મોખરાની હરોળનું, અર્થાત્ કોમ્યુનિસ્ટ પાર્ટીઓ, ગ્રૂપો, તથા વહેણોનું, તાત્કાલિક લક્ષ્ય બહોળા લોકસમુદાયોને (જે હજુ મોટે ભાગે ઉદાસીન, શિથિલ, સુપ્ત, અને રૂઢિઓથી જકડાયેલા છે) તેમની નવી સ્થિતિમાં **દોરી જતાં** શીખી લેવાનું છે, અથવા વધારે ખરી રીતે કહીએ તો કેવળ પોતપાતાની પાર્ટીઓને **જ નહિ** પરંતુ એ લોકસમુદાયોને પણ નવી સ્થિતિ તરફની આગેકૂચ તથા સંક્રમણમાં દોરવણી આપતાં શીખી લેવાનું છે. પહેલું ઐતિહાસિક લક્ષ્ય (સર્વહારા વર્ગની મોખરાની હરોળને સોવિયેત સત્તા તથા કામદાર વર્ગની સરમુખત્યારીના પક્ષે જીતી લેવાનું) તકવાદ તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદની ઉપર સંપૂર્ણ વૈચારિક તથા રાજકીય વિજય વગર સિદ્ધ ન થઈ શક્યું હોત, અને **લોકસમુદાયોને** નવી સ્થિતિમાં દોરી જવાનું, ક્રાંતિમાં મોખરાની હરોળનો વિજય સુનિશ્ચિત બનાવવાનું, બીજું તથા તાત્કાલિક લક્ષ્ય ઉગ્રવાદી મતવાદને ખતમ કરી નાખ્યા વગર, તેની ગલતીઓને પૂરેપૂરી સુધારી લીધા વગર, તેનાથી છુટકારો હાંસલ કરી લીધા વગર, સિદ્ધ ન જ થઈ શકે.

સવાલ જ્યાં સુધી સર્વહારા વર્ગની મોખરાની હરોળને સામ્યવાદના પક્ષે જીતી લેવાનો હતો (અને હજુ જ્યાં સુધી રહેશે) ત્યાં સુધી પ્રથમ સ્થાન પ્રચારને આપવામાં આવતું હતું અને હજી અપાય છે, એવા સંજોગોમાં તો વર્તુળો પણ તેમની સમગ્ર વર્તુળમૂલક મંદતાઓ છતાં ઉપયોગી હોય છે અને સારાં પરિણામો પેદા કરે છે. પરંતુ સવાલ જ્યારે લોકસમુદાયોના અમલી કદમનો હોય, વિશાળ સેનાઓને વ્યૂહમાં ખડી કરવાનો—એવા

શબ્દો વાપરી શકાય તો—હોય, અમુક સમાજમાં **આખરી તથા નિર્ણાયક લડાઈ માટે તમામ** વર્ગ બળોની ગોઠવણીનો હોય, ત્યારે ખાલી પ્રચારલક્ષી રીતોથી, "વિશુદ્ધ" સામ્યવાદનાં તથ્યોના ખાલી પુનરાવર્તનથી, કશો ફાયદો ન થાય. જેણે લોકસમુદાયોની આગેવાની હજુ ન કરી હોય એવા નાનકડા વર્તુળના પ્રચારકની જેમ હજારોની સંખ્યામાં ગણતરી એવા સંજોગોમાં ન કરી શકાય, એવા સંજોગોમાં તો ગણતરી લાખોકરોડોની સંખ્યામાં કરવી પડે. એવા સંજોગોમાં તો આપણે આપણને પોતાને કેવળ એવો સવાલ જ નહિ કે ક્રાંતિકારી વર્ગની મોખરાની હરોળને આપણે પ્રતીતિ કરાવી દીધી છે યા નહિ, પરંતુ એવો સવાલ પણ કરવો જોઈએ કે **તમામ** વર્ગોનાં—અમુક સમાજની અંદર એક પણ અપવાદ વગર ચોક્કસ તમામ વર્ગોનાં—ઐતિહાસિક દૃષ્ટિએ અસરકારક બળો, નિર્ણાયક લડાઈની વેળા નજીક આવી ગઈ હોવાના આધારે ગોઠવાઈ ગયેલાં છે યા નહિ, જેમ કે: ૧) આપણી તરફ દુશ્મનાવટ રાખતાં બધાં વર્ગ બળો પૂરતા પ્રમાણમાં ગૂંચવાડામાં અટવાઈ ગયાં હોય, માંહોમાંહે પૂરતા પ્રમાણમાં ઝઘડી રહ્યાં હોય, તેમના સામર્થ્યથી પર એવા સંઘર્ષમાં પૂરતા પ્રમાણમાં કમજોર બની ગયાં હોય; ૨) સઘળાં ઢચુપચુ તથા અસ્થિર વચલાં તત્ત્વો—મૂડીદાર વર્ગથી નિરાળા નિમ્ન-મૂડીવાદીઓ તથા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ—લોકોની નજરમાં પૂરતા પ્રમાણમાં ઉઘાડાં પડી ગયાં હોય, તેમની વાસ્તવિક નાદારીને લીધે પૂરતા પ્રમાણમાં બદનામ બની ગયાં હોય; અને ૩) મૂડીદાર વર્ગની સામે દૃઢનિશ્ચયી, સંનિષ્ઠ હિંમતભર્યા ક્રાંતિકારી કદમની તરફેણમાં વ્યાપક લાગણી સર્વહારા વર્ગની અંદર ઉદય પામી હોય અને જોરથી વધવા લાગી હોય. ત્યારે ક્રાંતિની વેળા ખરેખર પાકી ગઈ ગણાય; ત્યારે, જો ઉપર નિર્દેશેલા તથા તારવેલા સઘળા સંજોગોની આપણે ખરી મુલવણી કરી હોય તો, ખરેખર આપણા વિજયની ખાતરી ઊભી થઈ જાય.

એક તરફ ચર્ચિલો અને લોઇડ જ્યોર્જ—એવા રાજકીય પ્રકારો નજીવા રાષ્ટ્રીય ફરક સાથે **બધા** દેશોમાં અસ્તિત્વમાં હોય છે—વચ્ચેના અને બીજી તરફ હેન્ડેર્સનો અને લોઇડ જ્યોર્જ વચ્ચેના મતભેદો વિશુદ્ધ, અર્થાત્ અમૂર્ત, અર્થાત્ લોકસમુદાયોના વાસ્તવિક રાજકીય કદમની કક્ષા સુધીનો વિકાસ હજુ ન પામેલા, સામ્યવાદની દૃષ્ટિએ સાવ ગૌણ તથા બિનમહત્ત્વના છે. પરંતુ લોકસમુદાયોના એવા વાસ્તવિક કદમની દૃષ્ટિએ તો એ મતભેદો અત્યંત મહત્ત્વના છે. જે કોમ્યુનિસ્ટ કેવળ વિચારોનો વર્ગજાગૃત તથા

પ્રતીતિયુક્ત પ્રચારક જ ન બની રહેવા માગતો હોય પરંતુ ક્રાંતિમાં **લોકસમુદાયોનો** અમલી આગેવાન બનવા માગતો હોય તેનું કામ છે, કર્તવ્ય છે, કે તે એવા મતભેદોને બરાબર લક્ષમાં લે અને પહેલેથી જ સમજી લે કે એ "દોસ્તો" વચ્ચેનાં અનિવાર્ય ઘર્ષણો, **સઘળા "દોસ્તોને" એકીસાથે** ઢીલા પાડી દેનારાં તથા કમજોર બનાવી દેનારાં ઘર્ષણો, આખરી તબક્કામાં કઈ ઘડીએ પહોંચી જશે. સામ્યવાદના વિચારો પ્રત્યેની પાકામાં પાકી નિષ્ઠાને તમામ જરૂરી અમલી તડજોડો, કાર્યરીતિઓ, સમાધાની દાવપેચ, વાંકાચૂકા માર્ગો, પીછેહઠો, વગેરે અપનાવવાની આવડત સાથે સાંકળી લેવાનું આવશ્યક છે, જેથી હેન્ડેર્સનો (પોતાને સમાજવાદીઓ તરીકે ઓળખાવનારા નિમ્ન-મૂડીવાદી લોકશાહીના અલગ અલગ પ્રતિનિધિઓનાં નામ ન લેવાં હોય તો બીજી ઇન્ટરનેશનલના શૂરવીરો) તરફથી રાજકીય સત્તા હાંસલ કરી લેવાની તથા પછી ગુમાવી દેવાની પ્રક્રિયાને ઝડપી બનાવી શકાય; અમલમાં તેમની અનિવાર્ય નાદારીને — જે લોકસમુદાયોને આપણા વિચારોની ભાવનાની કેળવણી આપશે, સામ્યવાદની દિશામાં વાળશે — પ્રવેગ આપી શકાય; હેન્ડેર્સનો, લોઇડ જ્યોર્જ, તથા ચર્ચિલોની (મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ — બંધારણીય-લોકશાહીવાદીઓ — રાજશાહીવાદીઓ; શેઇદેમાનો — મૂડીદારો — કાપ્પપંથીઓ, વગેરેની) અંદર અનિવાર્ય ટક્કરો, ઝઘડા, ઘર્ષણો, અને પૂરેપૂરા વિઘટનને પ્રવેગ આપી શકાય; "પવિત્ર ખાનગી મિલકતના થાંભલાઓની" અંદર વિખવાદ આખરી તબક્કામાં પહોંચી ગયો હોય એવી મોકાની ઘડી પારખી લઈ શકાય; અને ત્યારે સર્વહારા વર્ગ નિર્ણાયક હલ્લા મારફત એ સૌને પરાજિત કરીને રાજકીય સત્તા કબજે કરી લે.

સમગ્ર રૂપમાં ઇતિહાસ, અને ખાસ કરીને ક્રાંતિઓનો ઇતિહાસ, હંમેશાં સર્વોત્તમ પાર્ટીઓનીયે, વધારેમાં વધારે અગ્રગામી વર્ગોની વધારેમાં વધારે મોખરાની હરોળોનીયે, ધારણા કરતાં વધારે અંતરાર્થ ધરાવતો, વધારે વૈવિધ્યસભર, વધારે અનેકરૂપ, વધારે ચેતનમય, અને વધારે "જટિલ" હોય છે. આ વાત સહેલાઈથી સમજી શકાય એવી છે કારણ કે સર્વોત્તમ મોખરાની હરોળો પણ હજારો ઇન્સાનોની વર્ગજાગૃતિ, નિર્ધાર, ભાવાવેગ, તથા કલ્પનાને વ્યક્ત કરતી હોય છે, પરંતુ ક્રાંતિઓ તો વર્ગોના અત્યંત તીવ્ર સંઘર્ષથી પ્રેરિત કરોડો ઇન્સાનોની વર્ગજાગૃતિ, નિર્ધાર, ભાવાવેગ, તથા કલ્પનાના આધારે થતી હોય છે. તેમાંથી બહુ મહત્ત્વની બે અમલી તારવણીઓ નીકળે છે: એક તો એ કે ક્રાંતિકારી વર્ગને પોતાનું કર્તવ્ય પાર

પાડવું હોય તો તેનામાં સામાજિક પ્રવૃત્તિનાં એક પણ અપવાદ વગરનાં **તમામ** રૂપો તથા પાસાંઓની ઉસ્તાદી હાંસલ કરી લેવાની શકિત હોવી જોઈએ (તેણે સત્તા કબજે કરી લીધા પહેલાં જે કાર્યો પૂરાં ન કર્યાં હોય તેને રાજકીય સત્તા કબજે કરી લીધા—ક્યારેક ભારે જોખમ ઉઠાવીને અને અત્યંત ભયજનક હાલતમાં—પછી પૂરાં કરી લેવાં જોઈએ); અને બીજી એ કે ક્રાંતિકારી વર્ગે એક રૂપની જગ્યાએ બીજું રૂપ એકદમ ઝડપથી અને અણધારી રીતે અજમાવવાની તૈયારી રાખવી જોઈએ.

સૌ કબૂલ કરશે કે દુશ્મન ધરાવતો હોય અથવા કદાચ હાંસલ કરી લે એવાં તમામ હથિયારોના, જંગનાં એવાં તમામ સાધનો તથા તરીકાઓના, ઉપયોગની તાલીમ જે સેના ન લઈ લે તેનું વર્તન ડહાપણ વગરનું કે ગુનાહિત પણ ગણાય. આ વાત યુદ્ધની કલાને જેટલી લાગુ થાય છે એથીયે વધારે રાજકારણને લાગુ થાય છે. રાજકારણમાં તો અગાઉથી પારખી લેવાની શક્યતા પ્રમાણમાં ઓછી હોય છે કે અમુકતમુક ભાવિ સંજોગોમાં સંઘર્ષની કઈ રીતો લાગુ થઈ શકશે અને આપણને લાભદાયક સાબિત થશે. આપણે સંઘર્ષની તમામ રીતો લાગુ કરતાં ન શીખી લીધું હોય, અને બીજા વર્ગોની સ્થિતિમાં આપણા કાબૂ બહારનાં પરિવર્તનો પ્રવૃત્તિના એવા રૂપને મોખરે આણી દે કે જેમાં આપણે ખાસ નબળા હોઈએ, તો કદાચ આપણો ગંભીર અને ક્યારેક નિર્ણાયક પરાજય પણ થાય. પરંતુ આપણે સંઘર્ષની તમામ રીતો અજમાવતાં શીખી લઈએ તો, આપણે ખરેખરા અગ્રિમ અને ખરેખરા ક્રાંતિકારી વર્ગનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતા હોવાથી, આપણો વિજય એવા સંજોગોમાંયે સુનિશ્ચિત બની જાય કે જેમાં દુશ્મન માટે વધારેમાં વધારે જોખમી હથિયારોનો, વધારેમાં વધારે ઝડપી જીવલેણ ફટકા લગાવે એવાં હથિયારોનો, ઉપયોગ કરવાનું આપણે માટે શક્ય ન હોય. બિનઅનુભવી ક્રાંતિકારીઓ ઘણી વાર માની લેતા હોય છે કે સંઘર્ષની કાનૂની રીતોના ક્ષેત્રમાં મૂડીદાર વર્ગ કામદારોને ફરીફરીને અનેક વાર છેતરતો તથા બેવકૂફ બનાવતો હોવાથી (ખાસ કરીને "શાંતિમય" તથા બિનક્રાંતિકારી સમયમાં) એ રીતો તકવાદી છે અને સંઘર્ષની ગેરકાનૂની રીતો ક્રાંતિકારી છે. પરંતુ એ વાત ખોટી છે. ખરી વાત તો એ છે કે, દાખલા તરીકે ૧૯૧૪-૧૮ના સામ્રાજ્યવાદી યુદ્ધ દરમિયાન જેવા સંજોગો હતા એવા સંજોગોમાં, સંઘર્ષની ગેરકાનૂની રીતો અજમાવવા અશકત અથવા અનિચ્છુક (કહેવું નહિ કે "હું નહિ કરી શકું", કહેવું કે "હું નહિ કરું") પાર્ટીઓ

તથા આગેવાનો તકવાદી છે અને કામદાર વર્ગનો દ્રોહ કરે છે. એ વખતે વધારેમાં વધારે મુકત લોકશાહીવાદી દેશોના મૂડીદાર વર્ગે તદ્દન બેશરમીથી અને પાશવતાથી કામદારોની જોડે છળ કર્યો હતો અને યુદ્ધના ધાડપાડુ સ્વરૂપ સંબંધી સત્યને દબાવી દીધું હતું. પરંતુ જે ક્રાંતિકારીઓ કાનૂની સંઘર્ષના **દરેક** રૂપની સાથે સંઘર્ષનાં ગેરકાનૂની રૂપોનો સમન્વય સાધવા અશકત હોય તેઓ તો ખરેખર નમાલા ક્રાંતિકારીઓ જ ગણાય. જ્યારે ક્રાંતિ શરૂ થઈ ચૂકી હોય અને પુરજોસથી ફેલાઈ રહી હોય, જ્યારે સઘળા લોકો કેવળ પ્રવાહમાં તણાવાને લીધે જ, ચાલ પડી ગયો હોવાને કારણે, અને ક્યારેક તો પદલોલુપતાના હેતુઓ ખાતર પણ, ક્રાંતિમાં સામેલ થઈ જતા હોય ત્યારે, ક્રાંતિકારી બનવાનું મુશ્કેલ નથી હોતું. સર્વહારા વર્ગે વિજય હાંસલ કરી લીધા પછી એવા નકલી ક્રાંતિકારીઓથી "છુટકારો" મેળવી લેવા માટે વધારેમાં વધારે સખત જહેમતો, બેહદ પીડાકારી જહેમતો પણ, કરવી જ જોઈએ. જ્યારે સીધા, ખુલ્લા, ખરેખરા લોકવ્યાપી તથા ખરેખરા ક્રાંતિકારી સંઘર્ષના સંજોગો **હજુ અસ્તિત્વમાં ન હોય** ત્યારે ક્રાંતિકારી બનવાનું, બિનક્રાંતિકારી સંઘટનોમાં અને ઘણી ઘણી વાર તો ઘોર પ્રત્યાઘાતી સંઘટનોમાં, બિનક્રાંતિકારી પરિસ્થિતિમાં, પ્રવૃત્તિની ક્રાંતિકારી રીતોની આવશ્યકતા તત્કાળ સમજી લેવા અશકત લોકસમુદાયોની અંદર, ક્રાંતિનાં હિતોનું સમર્થન કરવાની (પ્રચાર, ચળવળ, તથા સંગઠનકાર્ય વડે) શકિત દાખવવાનું, ઘણું વધારે મુશ્કેલ—અને ઘણું વધારે મૂલ્યવાન—હોય છે. લોકસમુદાયોને વાસ્તવિક, નિર્ણાયક, આખરી, તથા જોરદાર ક્રાંતિકારી સંઘર્ષ તરફ **દોરી જાય** એવા નક્કર માર્ગની અથવા ઘટનાઓમાં ખાસ પલટાની તલાશ કરવા, તેને ગોતી કાઢવા, અને તેનું ખરું નિર્ધારણ કરવા શકિતમાન બનવું—આજે પશ્ચિમ યુરોપમાં અને અમેરિકામાં સામ્યવાદનું મુખ્ય કર્તવ્ય એવું છે.

ઉદાહરણ: બ્રિટન. આપણે જાણી ન શકીએ—અને કોઈ અગાઉથી નિર્ધારિત ન જ કરી શકે—કે ત્યાં વાસ્તવિક સર્વહારા વર્ગીય ક્રાંતિ કેટલી જલદી ફાટી નીકળશે, અને હજુ સુપ્ત અવસ્થામાં પડેલા બહુ વ્યાપક લોકસમુદાયોને જગાવવાની, ઉત્તેજિત બનાવવાની, અને સંઘર્ષમાં ધકેલવાની કામગીરી **કયું કારણ** સૌથી વધારે પ્રમાણમાં બજાવશે. એટલે, આપણી ફરજ આપણું તૈયારીનું બધું કાર્ય એવી રીતે ચાલુ રાખવાની છે કે આપણે હરઘડી "ચારેય પગે બરાબર નાળ જડેલી" (મર્હૂમ પ્લેખાનોવ જ્યારે હજુ

માર્ક્સવાદી તથા ક્રાંતિકારી હતો ત્યારે તેને કહેવાનું ગમતું તે મુજબ) હાલતમાં રહીએ. શક્ય છે કે સંસદીય કટોકટીને કારણે, અથવા તદ્દન ગૂંચવાઈ ગયેલા અને વધારે ને વધારે પીડાકારી તથા તીવ્ર બની રહેલા સાંસ્થાનિક તથા સામ્રાજ્યવાદી આંતરવિરોધોમાંથી ઊભી થતી કટોકટીને કારણે, અથવા કોઈ ત્રીજા જ કારણસર, વગેરે રીતે "ભંગાણ પડે", "શરૂઆત થઈ જાય". અમે ચર્ચા એ વાતની નથી કરી રહ્યા કે બ્રિટનમાં સર્વહારા વર્ગીય ક્રાંતિના ભાવિનો **ફેંસલો** કેવો સંઘર્ષ કરશે (એ બાબતમાં તો કોઈ પણ કોમ્યુનિસ્ટને કશી શંકા છે જ નહિ, આપણ સૌને માટે એ તો પાકેપાકી નિર્ધારિત થઈ ચૂકેલી બાબત છે), આપણી ચર્ચા તો એવા **કારણ** અંગેની છે કે જે હાલ સુપ્ત સર્વહારા વર્ગીય સમુદાયોને ગતિમાન કરી દેશે અને સીધા ક્રાંતિ તરફ દોરી જશે. આપણે ભૂલવું ન જોઈએ કે દાખલા તરીકે ફ્રેંચ મૂડીવાદી પ્રજાસત્તાકમાં, આંતરરાષ્ટ્રીય તેમ જ રાષ્ટ્રીય દૃષ્ટિએ પરિસ્થિતિ આજે છે તેના શતાંશ જેટલી ક્રાંતિકારી હતી ત્યારે, પ્રત્યાઘાતી લશ્કરી ટોળકીનાં હજારો ને હજારો કપટી કારસ્તાનોમાંના એક જેવું "અણધાર્યું" અને "નમાલું" કારણ (ડ્રાઈફસ મુકદ્દમા [52]) લોકોને આંતરવિગ્રહની અણીએ પહોંચાડી દેવા માટે પૂરતું સાબિત થઈ ગયું હતું.

બ્રિટનમાં કોમ્યુનિસ્ટોએ સંસદીય ચૂંટણીઓનો અને બ્રિટિશ સરકારની આયરલૅંડ સંબંધી, સાંસ્થાનિક, તથા વિશ્વ સામ્રાજ્યવાદી નીતિની સઘળી ચડતીપડતીઓનો તેમ જ જાહેર જીવનનાં બીજાં બધાં મેદાનો, ક્ષેત્રો, તથા પાસાંઓનો ઉપયોગ અવિરત રીતે, ઢીલાશ વગર, તથા અડગતાથી કરવો જોઈએ, અને તેમાં બધે નવી રીતે, સામ્યવાદી રીતે, બીજી ઈન્ટરનેશનલની નહિ પરંતુ ત્રીજી ઈન્ટરનેશનલની ભાવનાથી કાર્ય કરવું જોઈએ. સંસદીય ચૂંટણીઓમાં તથા સંસદીય સંઘર્ષમાં સામેલગીરીની "રશિયન" "બોલ્શેવિક" રીતોના વર્ણન માટે મારી પાસે અહીંયાં સમય પણ નથી અને જગ્યા પણ નથી, પરંતુ હું વિદેશી કોમ્યુનિસ્ટોને ખાતરી આપી શકું કે એ રીતો સામાન્ય પશ્ચિમ યુરોપીય સંસદીય ઝુંબેશોથી સાવ નિરાળી હતી. તેમાંથી ઘણી વાર આવો સાર કાઢવામાં આવે છે: "ભલે, તમારે ત્યાં, રશિયામાં, એમ હશે; અમારે ત્યાંનો સંસદવાદ નિરાળો છે". એવો સાર ખોટો છે. કોમ્યુનિસ્ટો, બધા દેશોમાં ત્રીજી ઈન્ટરનેશનલના અનુયાયીઓ, તો પુરાણા સમાજવાદી, ટ્રેડ યુનિયનવાદી, સંઘવાદી, તથા સંસદીય કાર્યને એક છેડાથી બીજા છેડા સુધી, જીવનનાં તમામ ક્ષેત્રોમાં, **નવીન** સામ્યવાદી કાર્યમાં **પલટાવી નાખવા**

માટે જ અસ્તિત્વમાં છે. રશિયામાં પણ ચૂંટણીઓમાં હંમેશાં તકવાદની, નિર્ભેળ મૂડીવાદી ચાલાકીઓની, તથા મૂડીવાદી ઘાલમેલની રેલમછેલ રહી છે. પશ્ચિમ યુરોપમાં તથા અમેરિકામાં કોમ્યુનિસ્ટોએ નવા, રૂઢિથી નિરાળા, બિનતકવાદી, અને પદલોલુપતાથી મુક્ત સંસદવાદનું સર્જન કરતાં શીખી લેવું જોઈએ; કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ પોતાનાં સૂત્રો જાહેર કરવાં જોઈએ; ખરા સર્વહારાઓએ બિનસંગઠિત તથા કચડાયેલા ગરીબોની મદદ લઈને ચોપાનિયાં વહેંચવાં જોઈએ, કામદારોનાં ઘરોમાં તેમ જ દૂર દૂરનાં ગામોની અંદર (સારા નસીબે રશિયાની સરખામણીએ યુરોપમાં બહુ દૂર દૂરનાં ગામો ભારે પ્રમાણમાં ઓછાં છે, અને બ્રિટનમાં તો એવાં ગામોની સંખ્યા સાવ નાની છે) ગ્રામીણ સર્વહારાઓ તથા કિસાનોનાં રહેઠાણોમાં જવું જોઈએ; તેમણે સાવ સાધારણ લોકોનાં પીઠાં તથા બીજી જાહેર જગ્યાઓમાં જવું જોઈએ તેમ જ યુનિયનો, સમાજો, તથા જનસાધારણના આકસ્મિક જમાવોમાં દાખલ થઈ જઈને લોકોની સાથે વાતો કરવી જોઈએ, પરંતુ વિદ્વતાભરી (કે બહુ સંસદીય) ભાષામાં નહિ; તેમણે સંસદમાં "બેઠકો મેળવવાની" જહેમતો બિલકુલ ન કરવી જોઈએ પરંતુ દરેક ઠેકાણે લોકોને વિચારમાં પાડી દેવાની કોશિશ કરવી જોઈએ અને લોકસમુદાયોને સંઘર્ષમાં ખેંચવા જોઈએ, મૂડીદાર વર્ગના શબ્દો પકડી લઈને તેણે સ્થાપેલા તંત્રનો, તેણે નક્કી કરેલી ચૂંટણીઓનો, તથા તેણે જનતાને કરેલી અપીલોનો ઉપયોગ કરવો જોઈએ; ચૂંટણીના પ્રસંગો સિવાય કદી શક્ય ન બને (મૂડીવાદી શાસનમાં) એવી રીતે (બેશક, મોટી હડતાલોના પ્રસંગોને બાદ કરતાં, રશિયામાં મોટી હડતાલોના પ્રસંગોએ વ્યાપક પ્રજાકીય ચળવળનું **એવું જ** તંત્ર પ્રમાણમાં વધારે જોરશોરથી કામગીરી કરતું) તેમણે લોકોને સમજાવવું જોઈએ કે બોલ્શેવિઝમ શું છે. એ બધું કરવાનું પશ્ચિમ યુરોપમાં બહુ મુશ્કેલ છે, અને અમેરિકામાં તો બેહદ મુશ્કેલ છે, પરંતુ કરી શકાય એમ છે અને કરવું જ જોઈએ કારણ કે સામ્યવાદનાં કર્તવ્યો જહેમતો વગર પાર ન પાડી શકાય. આપણે નિરંતર વધારે વૈવિધ્યસભર બની રહેલાં અને સામાજિક જીવનની સઘળી શાખાઓ જોડે નિરંતર વધારે ગાઢ રૂપે સંકળાઈ રહેલાં **અમલી** કર્તવ્યો પાર પાડવાની મહેનત કરવી જોઈએ, **મૂડીદાર વર્ગ પાસેથી** લગાતાર એક પછી એક શાખા અને એક પછી એક ક્ષેત્ર **જીતી લેવાં** જોઈએ.

બ્રિટનમાં, વધુમાં, હથિયારબંધ સૈન્યોની અંદર તેમ જ પીડિત તથા અલ્પાધિકારી પ્રજાઓનાં "**પોતપોતાનાં**" રાજ્યોમાં (આયરલૅંડ, સંસ્થાનો)

તેમની અંદર પ્રચાર, ચળવળ, તથા સંગઠનનું કાર્ય પણ નવી રીતે (સમાજવાદી નહિ પરંતુ સામ્યવાદી રીતે, સુધારાવાદી નહિ પરંતુ ક્રાંતિકારી રીતે) કરવું જોઈએ. તેનું કારણ એ છે કે સામાન્ય રીતે સામ્રાજ્યવાદના યુગમાં અને ખાસ કરીને તો પ્રજાઓ માટે કપરી કસોટી બની ગયેલા તથા સત્ય અંગે (દાખલા તરીકે, મોટામાં મોટી સંખ્યાના દેશોમાં બ્રિટિશ લૂંટારાઓ લૂંટ ચલાવે કે જર્મન લૂંટારાઓ લૂંટ ચલાવે તેનો ફેંસલો કરવાના એકમાત્ર હેતુ ખાતર કરોડો ઇન્સાનોને મોતના ખપ્પરમાં હોમી દેવામાં આવ્યા હતા તથા અપંગ બનાવી દેવામાં આવ્યા હતા એ હકીકત) તેમની આંખો ઝડપથી ઉઘાડી નાખનારા યુદ્ધ પછી હવે સામાજિક જીવનનાં એ બધાં ક્ષેત્રો ભરપૂર જ્વાલાગ્રાહી સામગ્રીથી છલકાઈ રહ્યાં છે અને ઘર્ષણો, કટોકટીઓ, તથા વર્ગસંઘર્ષના જુવાળનાં સંખ્યાબંધ કારણો પેદા કરી રહ્યાં છે. આપણે જાણતા નથી અને જાણી શકીએ પણ નહિ કે કયો તણખો — વિશ્વ આર્થિક અને રાજકીય કટોકટીના પરિણામે બધા દેશોમાં ઊડી રહેલા અસંખ્ય તણખાઓમાંથી — લોકસમુદાયોને ખડા કરી દેવાના અર્થમાં જ્વાળાઓ પ્રગટાવી દેશે. એટલે આપણે આપણા નવા અને સામ્યવાદી સિદ્ધાંતોના આધારે દરેકે દરેક ક્ષેત્રને, એકદમ જરીપુરાણા તથા ફુગાઈ ગયેલાં અને દેખીતી રીતે જ કશી આશા ન ઉપજાવતાં ક્ષેત્રોને પણ, ખળભળાવી દેવાનું કાર્ય શરૂ કરી દેવું જોઈએ, કારણ કે એમ નહિ કરીએ તો આપણે આપણાં કર્તવ્યોને નહિ પહોંચી વળી શકીએ, સર્વત્ર મોજૂદ નહિ હોઈએ, બધાં હથિયારો નહિ ધરાવતા હોઈએ, અને મૂડીદાર વર્ગની (જેણે સામાજિક જીવનનાં બધાં પાસાંની ગોઠવણી કરી હતી અને હવે પોતાની મૂડીવાદી રીતે તેમને અવ્યવસ્થિત કરી નાખ્યાં છે) ઉપર વિજય હાંસલ કરવાની કે એવા વિજય પછી જીવનના દરેક ક્ષેત્રની આગામી સામ્યવાદી પુનર્ઘટના કરવાની તૈયારીઓ નહિ કરી શકીએ.

રશિયામાં સર્વહારા વર્ગીય ક્રાંતિ પછી અને એ ક્રાંતિની ન તો મૂડીદાર વર્ગે ધારેલી કે ન કૂપમંડૂકોએ ધારેલી આંતરરાષ્ટ્રીય પાયાની ફતેહો પછી આખી દુનિયા હવે બદલાઈ ગઈ છે અને દરેક ઠેકાણે મૂડીદાર વર્ગ પણ બદલાઈ ગયો છે. તે "બોલ્શેવિઝમ"થી ભયભીત બની ગયો છે, લગભગ ઝનૂનની હદ સુધી ખીજે ભરાઈ ગયો છે, અને એ જ કારણસર એક તરફ ઘટનાઓના ક્રમને વહેલો સાકાર કરી રહ્યો છે તથા બીજી તરફ બોલ્શેવિઝમને બળથી દબાવી દેવાની જહેમતો કેંદ્રિત કરી રહ્યો છે, એમ કરીને કેટલાંય

બીજાં ક્ષેત્રોમાં પોતાની સ્થિતિ નબળી બનાવી રહ્યો છે. સઘળા ઉન્નત દેશોમાં કોમ્યુનિસ્ટોએ પોતાની કાર્યનીતિમાં એ બન્ને સંજોગોને લક્ષમાં રાખવા જોઈએ.

રશિયન કેડેટો અને કેરેન્સ્કીએ ઝનૂની રીતે બોલ્શેવિકોનો ખેધો લીધો— ખાસ કરીને ૧૯૧૭ના એપ્રિલ પછી, અને વધારે ખાસ કરીને ૧૯૧૭ના જૂન તથા જુલાઈમાં—ત્યારે તેમણે વધારે પડતી પેરવી કરી. મૂડીવાદી અખબારોની લાખો નકલોમાં બોલ્શેવિકોની વિરુદ્ધ દરેક સૂરનો દેકારો જોવાથી લોકસમુદાયોને બોલ્શેવિઝમની મુલવણી કરવામાં મદદ મળી. અખબારો ઉપરાંત, મૂડીદાર વર્ગના "જોમ"ના પરિણામે સમગ્ર જાહેર જીવનમાં બોલ્શેવિઝમ સંબંધી ચર્ચાઓનો જુવાળ ફેલાઈ ગયો હતો. આજે બધા દેશોના લાખોપતિઓ એવી રીતનું વર્તન કરી રહ્યા છે જે અમારા દિલી અહેસાનને લાયક છે. બોલ્શેવિઝમનો ખેધો કેરેન્સ્કી અને કંપનીએ જેટલા જોમથી લીધો હતો એટલા જ જોમથી તેઓ પણ લઈ રહ્યા છે, તેઓ પણ "વધારે પડતી પેરવી કરી રહ્યા છે" અને અમને કેરેન્સ્કીએ કરી હતી એવી જ મદદ કરી રહ્યા છે. જ્યારે ફ્રેંચ મૂડીદાર વર્ગ ચૂંટણીઓમાં બોલ્શેવિઝમને કેંદ્રીય સવાલ બનાવે છે અને પ્રમાણમાં નરમ અથવા ઢચુપચુ સામાજવાદીઓની ઉપર બોલ્શેવિકો હોવાનો આક્ષેપ મૂકે છે, જ્યારે સાન સાવ ખોઈ બેઠેલો અમેરિકી મૂડીદાર વર્ગ હજારો ને હજારો લોકોને બોલ્શેવિઝમના વહેમના આધારે પકડી લે છે, દહેશતનું વાતાવરણ પેદા કરે છે, અને બોલ્શેવિક કાવતરાંની કહાણીઓ ફેલાવે છે, જ્યારે જગતમાં સૌથી વધારે "સદ્ધર" ગણાતો બ્રિટિશ મૂડીદાર વર્ગ તેના સમગ્ર ડહાપણ તથા અનુભવ છતાંયે માન્યામાં ન આવે એવા છબરડા વાળે છે, બોલ્શેવિઝમ વિશે ખાસ સાહિત્ય રચે છે, અને તેનો સામનો કરવા માટે વધારાના વિજ્ઞાનીઓ, ચળવળ કાર્યકરો, તથા પાદરીઓને રોકે છે, ત્યારે આપણે મૂડીદારોને સલામ કરવી જોઈએ અને તેમનું અહેસાન માનવું જોઈએ. તેઓ આપણા ફાયદાનું કામ કરી રહ્યા છે. લોકસમુદાયોને બોલ્શેવિઝમના સારતત્ત્વ તથા મર્મ અંગે રસ લેતા કરી દેવામાં તેઓ આપણને મદદ કરી રહ્યા છે, અને તેઓ બીજું કંઈ કરી શકે એમ જ નથી કારણ કે બોલ્શેવિઝમને "અવગણવામાં" તથા ગૂંગળાવી નાખવામાં તેઓ **ક્યારના** નાસીપાસ થઈ ચૂકેલા છે.

પરંતુ સાથે સાથે જ, મૂડીદાર વર્ગને વાસ્તવમાં બોલ્શેવિઝમનું માત્ર એક જ પાસું—વિદ્રોહ, હિંસા, અને ત્રાસ—દેખાય છે, એટલે તે મુખ્યત્વે

એ ક્ષેત્રમાં જ પ્રતિકાર તથા વિરોધ માટે તૈયાર થવાની જહેમતો કરે છે. શક્ય છે કે તે અમુક દાખલાઓમાં, અમુક દેશોમાં, અને અમુક ટૂંકા ગાળાઓ પૂરતા તેમાં સફળ થઈ જશે. એવી સંભાવનાને આપણે ગણતરીમાં લેવી જોઈએ, અને તે સફળ થઈ જાય તો તેમાં આપણે ડરવા જેવું કશું બિલકુલ નથી જ. સામ્યવાદ જાહેર જીવનના ચોક્કસ દરેકે દરેક ક્ષેત્રમાં "ઉદય પામી રહ્યો છે", તેની શરૂઆત વસ્તુગત રૂપમાં બધી બાજુએ નજરે પડે છે. "ચેપ" (મૂડીદાર વર્ગ તથા મૂડીવાદી પોલીસના માનીતા, મોટે ભાગે તેમને "ગમતા", રૂપકનો પ્રયોગ કરીએ તો) કાયામાં બધે એકદમ પૂરો ફેલાઈ ગયો છે અને ઓતપ્રોત થઈ ગયો છે. તેના ફેલાવાને એક તરફ "અટકાવવાના" ખાસ પ્રયાસો કરવામાં આવશે તો તે કોઈ બીજી તરફ, ક્યારેક સાવ અણધાર્યો, ફેલાઈ જશે. જિંદગી તો પોતાનું કામ કરવાની જ. મૂડીદાર વર્ગ ભલે રાડારાડી કરે, ઝનૂની બની જાય, આખરી હદે પહોંચી જાય, બેવકૂફીઓ કરે, બોલ્શેવિકોની ઉપર અગાઉથી જ વેર વાળે, અને ગઈકાલના તેમ જ આવતીકાલના નવા સેંકડો, હજારો, તથા લાખો બોલ્શેવિકોને હણી નાખવાની (હિંદુસ્તાન, હંગેરી, જર્મની, વગેરેમાં કરે છે તેમ) કોશિશ કરે. મૂડીદાર વર્ગ એવું વર્તન કરીને તો ઐતિહાસિક દૃષ્ટિએ વિનાશને પંથે ગયેલા તમામ વર્ગોના જેવું જ વર્તન કરી રહ્યો છે. કોમ્યુનિસ્ટોએ સમજી લેવું જોઈએ કે ગમે તેવા સંજોગોમાં ભાવિ તો તેમનું જ છે, એટલે આપણે મહાન ક્રાંતિકારી સંઘર્ષમાં અત્યંત તીવ્ર ભાવાવેગનો સમન્વય મૂડીદાર વર્ગની ઝનૂની રાડારાડીની અત્યંત સ્વસ્થ તથા ગંભીર મુલવણી જોડે સાધી શકીએ (અને સાધવો જ જોઈએ). ૧૯૦૫માં રશિયન ક્રાંતિને ક્રૂરતાથી પરાજિત કરી દેવામાં આવી હતી, ૧૯૧૭ના જુલાઈમાં રશિયન બોલ્શેવિકો પરાજિત થઈ ગયા હતા, મૂડીદારો તથા રાજાશાહીવાદી જનરલોની સાથે મળીને કામ કરતા શેઈદેમાનો તથા નોસ્કેઓની કપટી ઉશ્કેરણી તથા લુચ્ચાઈભર્યાં કારસ્તાનોના પરિણામે ૧૫૦૦૦ જર્મન કોમ્યુનિસ્ટો મોતના મુખમાં ધકેલાઈ ગયા હતા, ફિનલૅંડ તથા હંગેરીમાં સફેદ ત્રાસનું સામ્રાજ્ય છે. પરંતુ તમામ દાખલાઓમાં અને તમામ દેશોમાં સામ્યવાદ પોલાદી બની રહ્યો છે તથા વૃદ્ધિ પામી રહ્યો છે, તેનાં મૂળિયાં એટલાં ઊંડાં છે કે દમનથી તે ઢીલો કે નબળો નથી પડતો પરંતુ વધારે તાકાતવાન જ બને છે. વિજયની દિશામાં વધારે આત્મવિશ્વાસથી તથા મક્કમપણે આગેકૂચ કરવાનું આપણે માટે શક્ય બનાવવામાં માત્ર એક જ

વાતની ખામી છે, અર્થાત્, કાર્યનીતિમાં વધારેમાં વધારે **લચીલાઈ** દાખવવાની આવશ્યકતા અંગે બધા દેશોમાં તમામ કોમ્યુનિસ્ટોની સાર્વત્રિક તથા સર્વાંગી સભાનતા. અદ્ભુત વિકાસ સાધી રહેલા સામ્યવાદી આંદોલનમાં હાલ એવી સભાનતાની અને તેને અમલમાં લાગુ કરવાની શકિતની ખામી છે, ખાસ કરીને ઉન્નત દેશોમાં.

બીજી ઈન્ટરનેશનલના કાઉત્સ્કી, ઓટો બાઉએર, તથા બીજાઓ જેવા આગેવાનોની, સમાજવાદ પ્રત્યે નિષ્ઠા ધરાવતા વિદ્વાન માર્ક્સવાદીઓની, બાબતમાં જે બન્યું તે ઉપયોગી ઉદાહરણ પૂરું પાડી શકે (અને બની રહેવું જોઈએ). તેઓ લચીલી કાર્યનીતિની આવશ્યકતાને બરાબર સમજતા હતા, તેમણે માર્ક્સવાદી દ્વંદ્વાત્મક સિદ્ધાંતનો અભ્યાસ કર્યો હતો અને બીજાઓને તે શીખવ્યો હતો (અને એ ક્ષેત્રમાં તેમણે કરેલા કાર્યમાંથી ઘણું સમાજવાદી સાહિત્યમાં મૂલ્યવાન ફાળા તરીકે હંમેશાં કાયમ રહેશે), પરંતુ એ દ્વંદ્વાત્મક સિદ્ધાંતને **લાગુ કરવામાં** તેમણે એવી ભૂલ કરી, અથવા તેઓ અમલમાં એટલા **બિન**દ્વંદ્વવાદી સાબિત થઈ ગયા, રૂપોના વેગીલા પરિવર્તનને તથા પુરાણાં રૂપોમાં ઝડપથી આવી રહેલા નવા અંતસ્તત્ત્વને લક્ષમાં લેવા એટલા અશકત સાબિત થઈ ગયા, કે તેમનો અંજામ હીન્ડમાન, ગેદ, તથા પ્લેખાનોવના અંજામ કરતાં બહુ ઝાઝો સારો નથી. તેમની નાદારીનું મુખ્ય કારણ એ હતું કે તેઓ કામદાર વર્ગીય આંદોલન તથા સમાજવાદની વૃદ્ધિના એક ચોક્કસ રૂપના "મોહપાશમાં બંધાઈ ગયા," એ રૂપના એકતરફી લક્ષણને ભૂલી ગયા, વસ્તુગત સંજોગોએ અનિવાર્ય બનાવી દીધેલા ભંગાણને ધ્યાનમાં લેતાં ડરતા હતા, અને ગોખીને મોઢે કરી લીધેલા સાદા તથા પહેલી નજરે નિર્વિવાદ સ્વતઃસિદ્ધ તથ્યોને સતત દોહરાવતા હતા, દાખલા તરીકે: "ત્રણ એટલે બે કરતાં વધારે". પરંતુ રાજકારણ અંકગણિત કરતાં બીજગણિતને વધારે મળતું આવે છે, અને પ્રાથમિક ગણિતશાસ્ત્ર કરતાં ઉચ્ચતર ગણિતશાસ્ત્રને એથીયે વધારે મળતું આવે છે. વાસ્તવમાં, સમાજવાદી આંદોલનનાં બધાં જ પુરાણાં રૂપોમાં નવું અંતસ્તત્ત્વ આવી ગયું છે, અને તેના પરિણામે સઘળા આંકડાઓની આગળ નવો સંકેત આવી ગયો છે, "ઋણ"નું ચિહ્ન આવી ગયું છે, પરંતુ આપણા દોઢડાહ્યાઓએ ખુદ પોતાને તેમ જ બીજાઓને સમજાવવાનું ચાલુ રાખ્યું છે (અને હજુ ચાલુ રાખી રહ્યા છે) કે "ઋણ ત્રણ" એટલે "ઋણ બે" કરતાં વધારે.

આપણે તકેદારી રાખવી જોઈએ કે કોમ્યુનિસ્ટો એવી જ ભૂલ, જોકે

ઊલટી દિશાની, ન કરે, અથવા વધારે ખરી રીતે કહીએ તો "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટોએ કરેલી **એવી જ ભૂલને**, જોકે ઊલટી દિશાની, બને એટલી જલદી સુધારી લેવી જોઈએ અને બને એટલી ઝડપથી તેમ જ પીડારહિત રીતે ખતમ કરી નાખવી જોઈએ. કેવળ મવાળ મતવાદ જ નહિ પરંતુ ઉગ્ર મતવાદ પણ ભૂલ જ છે. બેશક, વર્તમાન સમયે સામ્યવાદમાં ઉગ્ર મતવાદની ભૂલ મવાળ મતવાદની ભૂલના (અર્થાત્ સામાજિક-અંધરાષ્ટ્રવાદ તથા કાઉત્સ્કીપંથના) હજારમા ભાગ જેટલી જ જોખમી તથા ગંભીર છે, પરંતુ તેમાં તો આખર એ હકીકત જ કારણભૂત છે કે ઉગ્રવાદી સામ્યવાદ સાવ નવું વહેણ અંકિત કરે છે, હજુ તાજું જ અસ્તિત્વમાં આવી રહેલું વહેણ છે. અને એ જ કારણે, અમુક સંજોગોમાં રોગને સહેલાઈથી ખતમ કરી શકાય એમ છે અને તેને ખતમ કરી નાખવાનું કામ આપણે વધારેમાં વધારે જોમથી શરૂ કરી દેવું જોઈએ.

પુરાણાં રૂપોના ફુરચા ઊડી ગયા કારણ કે તેમના નવા આંતસ્તત્ત્વનો—સર્વહારાવિરોધી તથા પ્રત્યાઘાતી અંતસ્તત્વનો—અપરિમિત વિકાસ થઈ ગયો હતો. આંતરરાષ્ટ્રીય સામ્યવાદના વિકાસની દૃષ્ટિએ આજે આપણું કાર્ય એટલું દીર્ઘજીવી તથા પ્રબળ અંતસ્તત્ત્વ (સોવિયેત સત્તા માટે તથા સર્વહારા વર્ગની સરમુખત્યારી માટે) ધરાવે છે કે તે નવા તેમ જ પુરાણા ગમે તે રૂપમાં વ્યકત થઈ શકે અને થવું **જ જોઈએ**, તેણે કેવળ નવાં જ નહિ પરંતુ પુરાણાં સહિત તમામ રૂપોનો પુનરુદય સાધવો જ જોઈએ, તેમને જીતી તથા વશ કરી લેવાં જ જોઈએ—એવા હેતુ માટે નહિ કે પુરાણાં રૂપોની જોડે સુમેળ સાધી લેવામાં આવે પરંતુ એવા હેતુ માટે કે નવાં તેમ જ પુરાણાં તમામ તથા દરેક રૂપને સામ્યવાદના આખરી, નિર્ણાયક, તથા અફર વિજયનું સાધન બનાવી દેવામાં આવે.

કામદાર આંદોલનને તેમ જ સામાન્ય રૂપે સામાજિક વિકાસને, વિશ્વવ્યાપી પાયા પર સોવિયેત સત્તા તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીના વિજયના એકદમ સીધા તથા ટૂંકામાં ટૂંકા પંથે સંચાલિત કરવા માટે, કોમ્યુનિસ્ટોએ પૂરી જહેમતો કરવી જોઈએ. એ તો નિર્વિવાદ તથ્ય છે. પરંતુ એક જ નાનકડું ડગલું, એ જ દિશાનું લાગે એવું ડગલું, એથી આગળ ભરી લો એટલે બસ—તથ્ય ભૂલમાં પલટાઈ જાય. આપણે માત્ર એટલું જ કહેવાનું, જર્મન તથા બ્રિટિશ ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો કહે છે તેમ, કે અમે તો ફકત એક જ પંથને, સીધા પંથને, માન્ય કરીએ છીએ અને

કાર્યરીતિમાં પરિવર્તનોની કે સમાધાની દાવપેચની કે તડજોડોની છૂટ નહિ જ આપીએ—એટલે એવી ભૂલ થઈ જાય કે જેથી કદાચ સામ્યવાદને ભારે ગંભીર હાનિ થાય, આંશિક રીતે થઈ ચૂકી છે અને થઈ રહી છે. મવાળ મતવાદ કેવળ પુરાણાં રૂપોને જ માન્ય કરવાના ધોરણને વળગી રહ્યો અને તદ્દન દેવાળિયો બની ગયો કારણ કે તેણે નવા અંતસ્તત્ત્વને ધ્યાનમાં ન લીધું. ઉગ્ર મતવાદ અમુક પુરાણાં રૂપોના બિનશરતી પરિત્યાગને વળગી રહે છે, તે જોઈ નથી શકતો કે નવું અંતસ્તત્ત્વ તમામ તથા દરેક રૂપ મારફત ધસારાબંધ પોતાનો માર્ગ બનાવી રહ્યું છે, કોમ્યુનિસ્ટોની ફરજ સઘળાં રૂપોની ઉસ્તાદી હાંસલ કરી લેવાની છે, અધિક વેગે એક રૂપમાં બીજા રૂપની પુરવણી તથા એક રૂપની જગ્યાએ બીજા રૂપની ગોઠવણી કરતાં તેમ જ આપણી કાર્યનીતિને એવા કોઈ પણ પરિવર્તન જોડે બંધબેસતી બનાવતાં શીખી લેવાની છે કે જેમાં આપણો વર્ગ કે આપણા પ્રયાસો કારણભૂત ન હોય.

વિશ્વ સામ્રાજ્યવાદી યુદ્ધની ભયાનકતાઓ, અધમતા, તથા ઘૃણાસ્પદ બાબતોથી તેમ જ તેણે પેદા કરેલી પરિસ્થિતિની નિરુપાયતાથી વિશ્વ ક્રાંતિને એટલું ઉત્તેજન તથા પ્રવેગ મળ્યાં છે, એ ક્રાંતિ વ્યાપ તથા ગહનતાની દૃષ્ટિએ એવી અદ્‌ભુત ઝડપથી, પલટાતાં રૂપોનું એવું વૈવિધ્ય દાખવતી, સમગ્ર મતવાદનું એવું બોધપ્રદ અમલી ખંડન કરતી, વિકસી રહી છે કે "ઉગ્રવાદી" સામ્યવાદની બાલિશ બીમારીથી આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની વેગીલી તથા સંપૂર્ણ મુકિતની આશા માટે તમામ આધારો મોજૂદ છે.

૨૭ એપ્રિલ, ૧૯૨૦

આપણા દેશમાં — જેને આખી દુનિયાના સામ્રાજ્યવાદીઓએ સર્વહારા વર્ગીય ક્રાંતિનું વેર વાળવા ખાતર લૂંટયો છે, અને જેને તેઓ પોતાના કામદારોને આપેલાં તમામ વચનોની પરવા રાખ્યા વગર હજી લૂંટી તથા નાકાબંધીમાં જકડી રહ્યા છે — મારી પુસ્તિકા બહાર પડી શકે તે પહેલાં વિદેશોમાંથી વધારાની સામગ્રી મળી છે. મારી પુસ્તિકામાં સમીક્ષકની ત્વરિત નોંધોથી વધારે કશાની રજૂઆતનો દાવો કર્યા વગર હું કેટલાક મુદ્દાઓની સંક્ષિપ્ત છણાવટ કરીશ.

૧

## જર્મન કોમ્યુનિસ્ટોમાં ફૂટ

જર્મનીના કોમ્યુનિસ્ટોમાં ફૂટ તો હવે હકીકત બની ગઈ છે. "ઉગ્રવાદીઓએ" અથવા "સિદ્ધાંતની દૃષ્ટિએ વિરોધીઓએ" કોમ્યુનિસ્ટ પાર્ટીથી અળગી પોતાની આગવી સામ્યવાદી કામદાર પાર્ટી સ્થાપી છે. ઈટાલીમાં પણ ફૂટની વેળા આવી રહી હોય એમ લાગે છે—હું "લાગે છે" કહું છું કારણ કે મને ઉગ્રવાદી અખબાર 'સોવિયેત'ના ફક્ત બે જ નવા અંક (નંબર ૭ અને ૮) મળ્યા છે, જેમાં ફૂટની શક્યતા તથા આવશ્યકતા વિશે ખુલ્લંખુલ્લા ચર્ચા કરવામાં આવી છે અને હજુ ઈટાલિયન સમાજવાદી પાર્ટીમાં સામેલ "બહિષ્કારપંથી" ગ્રૂપની (સંસદમાં ભાગ લેવાનો વિરોધ કરનારાઓની) કૉંગ્રેસનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે.

એવી બીક છે ખરી કે "ઉગ્રવાદીઓ", સંસદવિરોધીઓ (કોઈ પણ રાજકીય પાર્ટીનો તથા ટ્રેડ યુનિયનોની અંદર કાર્યનો વિરોધ કરનારા રાજકારણવિરોધીઓનો અમુક હિસ્સો પણ), અલગ થઈ જાય તો એ ફૂટ "મધ્યમપંથીઓ" (અર્થાત્ કાઉત્સ્કીપંથીઓ, લોંગેપંથીઓ, "સ્વતંત્રો", વગેરે) અળગા થઈ જવાથી પડેલી ફૂટ જેવી આંતરરાષ્ટ્રીય પરિઘટના બની જાય. ભલે એમ થાય. ગમે તેમ તોયે ફૂટ ગોટાળાથી બહેતર છે, ગોટાળો તો પાર્ટીની વૈચારિક, સૈદ્ધાંતિક, તથા ક્રાંતિકારી વૃદ્ધિ તથા વિકાસને તેમ જ સર્વહારા વર્ગની સરમુખત્યારી માટે વાસ્તવમાં માર્ગ તૈયાર કરનારા તેના સુસંવાદી, ખરેખરા સંગઠિત, અમલી કાર્યને અવરોધે છે.

ભલે "ઉગ્રવાદીઓ" પોતાને રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય પાયા પર કસોટીએ ચડાવે. ભલે તેઓ લોખંડી શિસ્ત ધરાવતી ચુસ્ત રીતે કેંદ્રીકૃત પાર્ટી વગર, રાજકીય તથા સાંસ્કૃતિક કાર્યના દરેક ક્ષેત્ર, દરેક શાખા,

તથા દરેક પ્રકારના ઉસ્તાદો બનવાની શકિત વગર, સર્વહારા વર્ગની સરમુખત્યારીની તૈયારીઓની (અને પછી તેને અમલી બનાવવાની) કોશિશો કરે. તેમને વાસ્તવિક અનુભવ મારફત ઝડપથી શીખવાનું મળશે.

પરંતુ પૂરી જહેમતો કરવી જોઈએ કે "ઉગ્રવાદીઓ" અળગા થઈ જવાથી પડતી ફૂટ, કામદાર આંદોલનમાં ભાગ લેનારાઓમાંથી સોવિયેત સરકાર તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીની હિમાયત ખરા દિલે તથા ખંતથી કરનારા સૌના એક જ પાર્ટીમાં જરૂરી જોડાણને, નજીકના ભવિષ્યમાં અનિવાર્ય જોડાણને, ન અવરોધે અથવા બને એટલું ઓછું અવરોધે. રશિયામાં બોલ્શેવિકો અસાધારણ ખુશનસીબી ધરાવતા હતા કે સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાની લોકસમુદાયોની સીધી કામગીરીના આરંભથી લાંબા સમય પહેલાં મેન્શેવિકોની (અર્થાત્ તકવાદીઓ તથા "મધ્યમપંથીઓ"ની) વિરુદ્ધ તેમ જ "ઉગ્રવાદીઓ"ની વિરુદ્ધ પદ્ધતિસર તથા પરિસમાપ્તિ અંકિત કરતો સંઘર્ષ લડવા તેમને પંદર વર્ષનો વખત મળ્યો. યુરોપ તથા અમેરિકામાં એ જ કાર્ય હવે સમજો કે "ફરજિયાત આગેકૂચ"ની રીતે કરવાનું છે. અમુક વ્યકિતઓ, ખાસ કરીને તો આગેવાની હાથમાં લેવાની આકાંક્ષામાં નાસીપાસ થયેલા લોકોમાંથી, કદાચ લાંબા વખત સુધી ભૂલોમાં અટવાતા રહે (તેઓ સર્વહારા વર્ગીય શિસ્તથી બંધાયેલા ન હોય અને "ખુદ પોતાની બાબતમાં ઈમાનદાર" ન હોય તો); પરંતુ જ્યારે વેળા પાકી જશે ત્યારે કામદારોના સમુદાયો પોતે જ સહેલાઈથી તથા ઝડપથી એકતા સાધી લેશે અને સોવિયેત પદ્ધતિ તથા સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવા શકિતમાન એક જ પાર્ટીની રચના માટે સઘળા સાચકલા કોમ્યુનિસ્ટોની એકતા સિદ્ધ કરી લેશે.*

---

*સામાન્ય રૂપે કોમ્યુનિસ્ટોની સાથે "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટોના, સંસદવિરોધીઓના, ભાવિ જોડાણ અંગે હું નીચેનાં વધારાનાં મંતવ્યો રજૂ કરીશ. જર્મનીમાં "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટોનાં તેમ જ સામાન્ય રૂપે કોમ્યુનિસ્ટોનાં અખબારો હું જેટલા પ્રમાણમાં વાંચી શક્યો છું તેમાંથી મને જાણવા મળે છે કે લોકસમુદાયોની અંદર ચળવળ ચલાવવાની બાબતમાં સામાન્ય રૂપે કોમ્યુનિસ્ટોની સરખામણીએ "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટો બહેતર આવડતનો લાભ ધરાવે છે. બોલ્શેવિક પાર્ટીના ઈતિહાસમાં પણ એવી પરિસ્થિતિ ફરી ફરીને મારા ધ્યાનમાં આવતી રહી છે, જોકે સરખામણીમાં

૨

## જર્મનીમાં કોમ્યુનિસ્ટો અને સ્વતંત્રો

આ પુસ્તિકામાં મેં અભિપ્રાય વ્યકત કર્યો છે કે સ્વતંત્રોની ઉદ્દામ પાંખ અને કોમ્યુનિસ્ટો વચ્ચે તડજોડ સામ્યવાદ માટે જરૂરી તથા ઉપયોગી છે, પરંતુ તે સહેલાઈથી સાધી નહિ શકાય. ત્યાર બાદ મને મળેલાં અખબારો મારા અભિપ્રાયના બેઉ મુદ્દાઓને પુષ્ટિ આપે છે. જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના મુખપત્ર 'લાલ ધ્વજ'ના ૩૨મા અંકમા ('દી રોતે ફાને', ત્સેન્ત્રાલોર્ગાન દેર કોમ્યુનિસ્ટશેન પાર્તાય દોયચલાંદઝ, સ્પાર્ટાકસબુન્દ, ૧૯૨૦ની ૨૬મી માર્ચનો અંક) કાપ્પ-લૂટવિત્સના લશ્કરી "બંડ" વિશે તથા "સમાજવાદી સરકાર"ના સંબંધમાં એ કેંદ્રીય સમિતિનું "નિવેદન" પ્રકાશિત થયું છે. એ નિવેદન મૂળભૂત વિધાન તેમ જ અમલી તારવણીઓની બાબતમાં, બેઉ રીતે, સાવ ખરું છે. મૂળભૂત વિધાન એવું છે કે હાલના સમયે સર્વહારા વર્ગની સરમુખત્યારી માટે "વસ્તુગત

---

નાના પાયા પર, રાષ્ટ્રવ્યાપી પાયા પર નહિ પરંતુ અલગ અલગ સ્થાનિક સંગઠનોમાં. દાખલા તરીકે, ૧૯૦૭-૦૮ દરમિયાન અમુક પ્રસંગોએ તથા અમુક જગ્યાઓએ લોકસમુદાયોની અંદર "ઉગ્રવાદી" બોલ્શેવિકોએ આપણા કરતાં વધારે સફળતાથી ચળવળ ચલાવી હતી. તેનું આંશિક કારણ એ હોઈ શકે કે ક્રાંતિકારી વેળાએ અથવા ક્રાંતિકારી યાદો હજી તાજી હોય એવી વેળાએ "નર્યા" નિષેધની કાર્યનીતિ લોકસમુદાયો સમક્ષ રજૂ કરવાનું વધારે સહેલું હોય છે. પરંતુ આ કંઈ એવી કાર્યનીતિની યથાર્થતા સાબિત કરવાની દલીલ નથી. ગમે તેમ તોયે, એ બાબતમાં તો શંકાને જરાય સ્થાન નથી કે ક્રાંતિકારી **વર્ગની**, સર્વહારા વર્ગની, ખરી મોખરાની હરોળ, અગ્રિમ ટુકડી, બનવા માગતી—અને, વધુમાં, કેવળ સર્વહારા વર્ગના બહોળા **સમુદાયોની** જ નહિ પરંતુ મહેનતકશ તથા શોષિત લોકોના **બિન**સર્વહારા સમુદાયોની આગેવાની કરવાનું પણ શીખી લેવા માગતી—કોમ્યુનિસ્ટ **પાર્ટીએ** જાણી લેવું જોઈએ કે પ્રચાર કેવી રીતે ચલાવવો, સંગઠન કેવી રીતે સાધવું, અને એકદમ સાદી રીતે તથા શહેરી કારખાના "વિસ્તારોના" તેમ જ ગામોના લોકસમુદાયોને બરાબર સમજાય એવી સ્પષ્ટ તથા તેજસ્વી રીતે ચળવળ કેમ ચલાવવી.

આધાર" મોજૂદ નથી કારણ કે "શહેરી કામદારોની બહુસંખ્યા" સ્વતંત્રોને ટેકો આપે છે. તારવણી છે: "સમાજવાદી સરકાર મૂડીદાર વર્ગીય-મૂડીવાદી પાર્ટીઓને બકાત રાખે તો" તેની સામે "વફાદાર વિરોધી દળ" બની રહેવાનું (એટલે કે તેને "બળજબરીથી ઉથલાવી પાડવાની" તૈયારીઓ તજી દેવાનું) વચન.

એવી કાર્યનીતિ મુખ્યત્વે તો નિ:શંક ખરી છે જ. પરંતુ નિરૂપણની ગૌણ બિનચોકસાઈઓની છણાવટ ન કરીએ તોયે, એ હકીકત વિશે ચુપકી સાધીને બેસી રહેવાનું અશક્ય છે કે સામાજિક-દ્રોહીઓની સરકારને "સમાજવાદી" (કોમ્યુનિસ્ટ પાર્ટીના સત્તાવાર નિવેદનમાં) ન જ ગણાવવી જોઈએ, શેઇદેમાનોની તેમ જ કાઉત્સ્કીઓ તથા ક્રિસપિનોની પાર્ટીઓ નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી પાર્ટીઓ છે એવા સંજોગોમાં "મૂડીદાર વર્ગીય-મૂડીવાદી પાર્ટીઓને" બકાત રાખવાની વાત ન કરવી જોઈએ, નિવેદનના ચોથા ફકરામાં લખવામાં આવ્યું છે એવું કદી ન જ લખવું જોઈએ. એ ફકરો નીચે મુજબ છે:

> "...જેમાં રાજકીય આઝાદી કશી રોકટોક વગર માણી શકાય અને મૂડીવાદી લોકશાહી મૂડીની સરમુખત્યારી તરીકે ચાલી ન શકે એવી હાલત, સર્વહારા વર્ગની સરમુખત્યારીના વિકાસની દૃષ્ટિએ જોતાં, સર્વહારા સમુદાયોને વધારે પ્રમાણમાં સામ્યવાદને પક્ષે જીતી લેવાની બાબતમાં પરમ મહત્ત્વની છે..."

એવી હાલત અશક્ય છે. નિમ્ન-મૂડીવાદી આગેવાનો, જર્મન હેન્ડેર્સનો (શેઇદેમાનો) અને સ્નોઉડેનો (ક્રિસપિનો), મૂડીવાદી લોકશાહીની સીમાઓની બહાર જતા નથી અને જઈ શકે નહિ, મૂડીવાદી લોકશાહીમાં મૂડીની સરમુખત્યારી સિવાય બીજું કશું શક્ય જ નથી. જે અમલી પરિણામોને ખાતર કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિ સમુચિત રીતે જ કાર્ય કરી રહી હતી તેની સિદ્ધિ માટે આવી વાતો, સિદ્ધાંતની દૃષ્ટિએ ગલત અને રાજકીય દૃષ્ટિએ હાનિકારક વાતો, લખવાની કશી જરૂર નહોતી. આટલું જ કહેવાનું પૂરતું હતું (સંસદીય શિષ્ટાચાર જાળવવાનું મન હોય તો): "જ્યાં સુધી શહેરી કામદારોની બહુસંખ્યા સ્વતંત્રોને અનુસરતી રહે ત્યાં સુધી એ કામદારોને તેમની 'પોતાની' સરકાર ધરાવવાના અનુભવ મારફત તેમના આખરી કૂપમંડૂકિયા-લોકશાહીવાદી (એટલે કે જે 'મૂડીદાર વર્ગીય-મૂડીવાદી'

પણ છે એવા) ભ્રમોથી છુટકારો મેળવતા અટકાવે એવું કશું આપણે કોમ્યુનિસ્ટોએ ન જ કરવું જોઈએ." તેમાં તડજોડ માટે પૂરતો આધાર મળી રહે છે. તડજોડ ખરેખર જરૂરી છે, અને તે શહેરી કામદારોની બહુસંખ્યાનો વિશ્વાસ ધરાવતી સરકારને બળજબરીથી ઉથલાવી પાડવાના કોઈ પણ જાતના પ્રયત્નોને અમુક સમય માટે તજી દેવાના રૂપની હોવી જોઈએ. પરંતુ રોજિંદી લોકચળવળમાં સત્તાવાર સંસદીય શિષ્ટાચાર જાળવવા કોઈ બંધાયેલું નથી હોતું એટલે તેમાં બેશક આવો ઉમેરો કરી શકાય: "શેઈદેમાનો જેવા હરામખોરોને તેમ જ કાઉત્સ્કીઓ તથા ક્રિસપિનો જેવા કૂપમંડૂકોને તેમનાં કૃત્યો મારફત જાહેર કરવા દો કે તેઓ પોતે કેવી રીતે બેવકૂફ બન્યા છે અને કામદારોને કેવી રીતે બેવકૂફ બનાવી રહ્યા છે, તેમની "સાફ" સરકાર પોતે જ સમાજવાદ, સામાજિક-લોકશાહીવાદ તેમ જ સામાજિક દગાખોરીનાં બીજાં રૂપોના ઉકરડાઓને "સાફ કરવાની" "સૌથી વધારે સાફ" કામગીરી કરશે.

જર્મનીની સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના આગેવાનોનું (તેમને વિશે ગલત કહેવામાં આવ્યું છે કે તેમની બધી અસર ક્યારની ખતમ થઈ ચૂકી છે, તેઓ વાસ્તવમાં તો સર્વહારા વર્ગ માટે હંગેરિયન સામાજિક-લોકશાહીવાદીઓ — જે પોતાને કોમ્યુનિસ્ટો તરીકે ઓળખાવતા હતા અને જેમણે સર્વહારા વર્ગની સરમુખત્યારીનું "સમર્થન કરવાનું" વચન આપ્યું હતું — કરતાંયે વધારે જોખમકારક છે) ખરું સ્વરૂપ કોર્નીલોવ બંડ સમી જર્મન ઘટનામાં, એટલે કે કાપ્પ-લૂટવિત્સના બંડ*માં, ફરી વાર છતું થઈ ગયું છે. નાનકડું પરંતુ સચોટ ઉદાહરણ બે ટૂંકા લેખોમાં જોવા મળે છે — એક તો સ્વતંત્રોના મુખપત્ર 'ફ્રાઈહાઈત' (આઝાદી)ના ૧૯૨૦ની ૩૦મી માર્ચના અંકમાં કાર્લ કાઉત્સ્કીનો 'નિર્ણાયક ઘડીઓ' ('એન્તશાઈન્દેન્દે શ્તૂન્દેન') નામક લેખ, અને બીજો આર્થર ક્રિસપિનનો 'રાજકીય પરિસ્થિતિ વિશે'

---

*અહીંયાં ઉલ્લેખ કરીએ કે આ બાબતની અસાધારણ રૂપે સ્પષ્ટ, મુદ્દાસર, ચોકસાઈભરી, અને માર્ક્સવાદી છણાવટ ઑસ્ટ્રિયન કોમ્યુનિસ્ટ પાર્ટીના શાનદાર મુખપત્ર 'લાલ ધ્વજ'ના ૧૯૨૦ની ૨૮ તથા ૩૦મી માર્ચના અંકમાં ('દી રોતે ફાને', વિયેના, અંક ૨૬૬ તથા ૨૬૭, એલ. એલ.: "ઐન નોયેર આબ્શનિત્ત દેર દોયચેન રેવોલ્યૂત્સિઓન' — 'જર્મન ક્રાંતિનો નવો તબક્કો' — સં.) કરવામાં આવી છે.

નામક લેખ (એ જ અખબારના ૧૯૨૦ની ૧૪મી એપ્રિલનો અંક). એ સજ્જનોમાં ક્રાંતિકારીઓની જેમ વિચાર તથા દલીલો કરવાની શકિત મુદ્દલ નથી. તેઓ રોતલ કૂપમંડૂક લોકશાહીવાદીઓ છે જે સોવિયેત સરકાર તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીના સમર્થકો હોવાનો દાવો કરે છે ત્યારે સર્વહારા વર્ગ માટે હજાર ગણા વધારે જોખમકારક બની જાય છે, કારણ કે જ્યારે જ્યારે મુશ્કેલ તથા જોખમી પરિસ્થિતિ ઊભી થાય ત્યારે ત્યારે તેઓ વાસ્તવમાં ચોક્કસ વિશ્વાસઘાત કરવાના જ... પરંતુ સાથે સાથે "ખરા દિલે" માનતા રહેવાના કે પોતે સર્વહારા વર્ગને મદદ કરી રહ્યા છે! હંગેરિયન સામાજિક-લોકશાહીવાદીઓ પોતાની કાયરતા તથા નાકૌવતીને લીધે, હંગેરીમાં સોવિયેત સત્તાને તદ્દન નિરૂપાય હાલતમાં ગણી લઈને, રોતા રોતા સમહિત જૂથના મૂડીવાદીઓના દલાલો તથા સમહિત જૂથના જલ્લાદો પાસે પહોંચી ગયેલા, ત્યારે તેઓ પણ, કોમ્યુનિસ્ટો તરીકેનું નવું નામ અપનાવીને, આખર તો સર્વહારા વર્ગને "મદદ કરવા" જ માગતા હતા.

૩

## ઈટાલીમાં તુરાતી અને કંપની

ઈટાલિયન સમાજવાદી પાર્ટીની એવા સભ્યોને તથા સંસદવાદીઓના એવા ગ્રૂપને પણ પોતાની હરોળોમાં સાંખી લેવાની ગલતી સંબંધી મારી પુસ્તિકામાં મેં જે કહ્યું છે તેને ઉપરોકત ઈટાલિયન અખબાર 'સોવિયેત'ના અંકોમાંથી પૂરી પુષ્ટિ મળે છે. એ ઉપરાંત, બ્રિટિશ ઉદારવાદી મૂડીદાર વર્ગના મુખપત્ર 'માંચેસ્ટર ગાર્ડિયન'ના રોમ ખાતેના સંવાદદાતા જેવા બહારના નિરીક્ષક તરફથી તેને વધારાની પુષ્ટિ મળી છે. તુરાતી સાથેની તેની મુલાકાતનો અહેવાલ અખબારના ૧૯૨૦ની ૧૨મી માર્ચના અંકમાં પ્રગટ થયો છે. સંવાદદાતાએ નીચે મુજબ લખ્યું છે:

> "...મિસ્ટર તુરાતીનો અભિપ્રાય એવો છે કે ઈટાલીમાં ક્રાંતિકારી જોખમ વધારે પડતી ફિકર ઉપજાવે એવું નથી. અધિકતમવાદીઓ તો કેવળ લોકસમુદાયોને જાગૃત તથા ઉત્તેજિત રાખવાના આશયે જ સોવિયેત સિદ્ધાંતોની આગ ફેલાવી રહ્યા છે. એ સિદ્ધાંતો ખાલી

વાતોના ખ્યાલો છે, અમલી ઉપયોગમાં ન લઈ શકાય એવા અવિકસિત કાર્યક્રમો છે. સંભવ એટલો જ છે કે તેઓ મહેનતકશ વર્ગોને અપેક્ષાની હાલતમાં ચાલુ રાખે. સર્વહારાઓની આંખોને આંજી દેવાના આશયે તેમનો ઉપયોગ લાલચ તરીકે કરનારા માણસોને પોતાને જ ઘણી વાર કશાક નજીવા આર્થિક ફાયદા હાંસલ કરી લેવાની રોજિંદી લડત લડવી પડે છે, જેથી મહેનતકશ વર્ગોના ભ્રમો તેમ જ તેમના પ્યારા તરંગી ખ્યાલો અંગેની તેમની નિષ્ઠા ખતમ થઈ જવાની ઘડીને આઘી ઠેલી શકાય. એટલે જ, જાતજાતના વ્યાપની તથા જાતજાતનાં બહાનાંની હડતાલોની લાંબી કતાર, સાવ છેલ્લામાં છેલ્લી ટપાલ તથા રેલવે ખાતાંની હડતાલ સુધી પહોંચી જતી કતાર, દેશની પહેલેથી જ મુશ્કેલ પરિસ્થિતિને બદતર બનાવી દેનારી હડતાલો જોવા મળે છે. દેશ આડ્રિયાટિક સમસ્યા જોડે સંકળાયેલી મુશ્કેલીઓને લીધે ચિડાઈ ગયેલો છે, પરદેશી કરજોના તેમ જ ફુગાવામાં અટવાઈ ગયેલા કાગળનાણાના ભારથી દબાયેલો છે, પરંતુ તોયે વ્યવસ્થા તથા સમૃદ્ધિ ફરી સ્થાપવાના એકમાત્ર ઉપાય સમી કામની શિસ્ત અપનાવવાની આવશ્યકતા સમજવાથી હજુ ઘણો વેગળો છે..."

દીવા જેવી સાફ વાત છે કે આ બ્રિટિશ સંવાદદાતાએ એવું સત્ય ઉઘાડું પાડી નાખ્યું છે જેને તુરાતી તેમ જ ઇટાલીમાં તેના ટેકેદારો, મળતિયાઓ, તથા પ્રેરકો ઘણું કરીને છુપાવી રહ્યા છે તથા ઢાંકી રહ્યા છે. એ સત્ય એમ છે કે સજ્જનો તુરાતી, ત્રેવેસ, મોદિલ્યાની, દુગોની, અને કંપનીના વિચારો તથા રાજકીય પ્રવૃત્તિઓ વાસ્તવમાં તથા ચોક્કસ રૂપે એવા પ્રકારનાં જ છે જેનું વર્ણન બ્રિટિશ સંવાદદાતાએ કર્યું છે. તેમાં તો નર્યો સામાજિક-દ્રોહ જ છે. મૂડીદારોને દોલતમંદ બનાવવા માટે મહેનત કરનારા રોજી-ગુલામો બની રહેલા કામદારોની અંદર વ્યવસ્થા તથા શિસ્તની આ હિમાયત જરા જોઈ લો! અને આ બધાં મેન્શેવિક ભાષણો આપણને રશિયનોને કેટલાં બધાં જાણીતાં છે! કેટલો મૂલ્યવાન એકરાર કે લોકસમુદાયો સોવિયેત સરકારની **તરફેણમાં** છે! આપમેળે ફેલાઈ રહેલી હડતાલોની ક્રાંતિકારી ભૂમિકા ન સમજવાનું વલણ કેટલું મૂઢતાભર્યું તથા હલકટ-મૂડીવાદી છે! ખરેખર, બ્રિટિશ મૂડીવાદી-ઉદારવાદી અખબારના સંવાદદાતાએ સજ્જનો તુરાતી અને કંપનીની શંકાસ્પદ સેવા કરી છે અને કોમરેડ બોર્દિગા તથા

'સોવિયેત'ના તેના મિત્રોની માગણીની યથાર્થતાને સરસ પુષ્ટિ આપી છે. તેમની માગણી એવી છે કે ઇટાલિયન સમાજવાદી પાર્ટી જો ખરેખર ત્રીજી ઇન્ટરનેશનલના **પક્ષે** રહેવા માગતી હોય તો તેણે સજ્જનો તુરાતી અને કંપનીને પોતાની હરોળોમાંથી કાઢી મૂકવા જોઈએ અને નામ તેમ જ કૃત્ય બેઉ દૃષ્ટિએ કોમ્યુનિસ્ટ પાર્ટી બની રહેવું જોઈએ.

## ૪

## ખરા આધારોમાંથી ખોટી તારવણીઓ

પરંતુ કોમરેડ બોર્દિગા અને તેના "ઉગ્રવાદી" દોસ્તો સજ્જનો તુરાતી અને કંપનીની તેમણે કરેલી ખરી ટીકામાંથી ખોટી તારવણી કાઢે છે કે સંસદમાં કોઈ પણ જાતની સામેલગીરી સિદ્ધાંતની દૃષ્ટિએ હાનિકારક છે. ઇટાલિયન "ઉગ્રવાદીઓ" એવા દૃષ્ટિબિંદુના સમર્થનમાં ગંભીર દલીલની છાયા સરખી રજૂ કરી શકતા નથી. સર્વહારા વર્ગીય ક્રાંતિની તૈયારીમાં નિર્વિવાદ મહત્ત્વ ધરાવતા મૂડીવાદી સંસદોના ખરેખરા ક્રાંતિકારી તથા સામ્યવાદી ઉપયોગનાં આંતરરાષ્ટ્રીય ઉદાહરણો તેઓ જાણતા જ નથી (અથવા ભૂલી જવાની કોશિશ કરે છે). એ ઉપયોગની કોઈ "નવી" રીતોની ધારણા જ તેઓ નથી કરી શકતા અને "પુરાણી" બિનબોલ્શેવિક રીત વિશે ફરીફરીને તથા અંતહીન દેકારા કરતા રહે છે.

તેમની મૂળભૂત ગલતી એ બાબતમાં જ છે. એકલા સંસદીય ક્ષેત્રમાં જ નહિ પરંતુ પ્રવૃત્તિનાં **સઘળાં** ક્ષેત્રોમાં સામ્યવાદે સિદ્ધાંતની દૃષ્ટિએ કશુંક નવીન **દાખલ કરવું જ જોઈએ** (અને લાંબા ગાળાના તથા ખંતીલા પ્રયાસ વગર તે દાખલ **નહિ કરી શકે**) જે બીજી ઇન્ટરનેશનલની પરંપરાઓના મૂળગામી પરિત્યાગને અંકિત કરે (તેમાં જે કંઈ સારું હતું તેના જતન તથા વિકાસનું કામ ચાલુ રાખીને).

દાખલા તરીકે, આપણે અખબારી કામગીરીને લઈએ. અખબારો, પુસ્તિકાઓ, અને ચોપાનિયાં પ્રચાર, ચળવળ, તથા સંગઠનની અનિવાર્ય કામગીરી બજાવતાં હોય છે. જરા પણ સભ્યતા ધરાવતા કોઈ પણ દેશમાં કોઈ જાતનું લોકવ્યાપી આંદોલન અખબારી તંત્ર વગર ચાલુ ન રહી શકે. "આગેવાનો" વિરુદ્ધના કોઈ પણ જાતના બરાડા અથવા લોકસમુદાયોને

આગેવાનોની અસરથી દૂષિત થતા અટકાવવાની કોઈ પણ જાતની ગંભીર પ્રતિજ્ઞાઓ આપણને એ કાર્ય માટે મૂડીવાદી-બૌદ્ધિક સ્તરોના લોકોનો ઉપયોગ કરવાની આવશ્યકતાથી મુકિત નહિ અપાવે, અથવા મૂડીવાદી સમાજની અંદર એ કાર્ય જે મૂડીવાદી-લોકશાહીવાદી, "ખાનગી મિલકતના", વાતાવરણ તથા સંજોગોમાં ચાલતું હોય છે તેનાથી આપણને છુટકારો નહિ અપાવે. મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવ્યો, સર્વહારા વર્ગે રાજકીય સત્તા કબજે કરી લીધી, ત્યાર બાદ અઢી વરસે પણ આપણે ત્યાં વ્યાપક (કિસાનો, કસબીઓ) મૂડીવાદી-લોકશાહીવાદી, ખાનગી મિલકતનું, એવું વાતાવરણ, એવા સંજોગો, હજુ મોજૂદ છે.

સંસદવાદ પ્રવૃત્તિનું એક રૂપ છે, અખબારનવીસી બીજું રૂપ છે. એ બે ક્ષેત્રોમાં કામ કરનારા માણસો ખરા કોમ્યુનિસ્ટો હોય, સર્વહારા વર્ગની લોકવ્યાપી પાર્ટીના ખરેખરા સભ્યો હોય, તો એ બન્ને રૂપોનું અંતસ્તત્ત્વ સામ્યવાદી હોઈ શકે અને હોવું જોઈએ. તેમ છતાં, સર્વહારા વર્ગે પોતાના હેતુઓ ખાતર મૂડીવાદી સ્તરોના લોકોની સેવાઓનો ઉપયોગ કરવા માટે, મૂડીવાદી-બુદ્ધિવાદી પૂર્વગ્રહો તથા પ્રભાવોને ખતમ કરી નાખવા માટે, અને નિમ્ન-મૂડીવાદી સંજોગો તરફના પ્રતિકારને ઢીલો પાડી નાખવા માટે (અને આગળ જતાં એ સંજોગોનું તદ્દન રૂપાંતર કરી નાખવા માટે) જે મુશ્કેલીઓને પહોંચી વળવાનું છે, જે ખાસ સમસ્યાઓને ઉકેલવાની છે, તેનાથી બચવાનું બેમાંથી એકેય ક્ષેત્રમાં—**અને** મૂડીવાદી સમાજની અંદર તેમ જ મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળા દરમિયાન **પ્રવૃત્તિના બીજા કોઈ પણ ક્ષેત્રમાં**—શક્ય જ નથી.

૧૯૧૪-૧૮ના યુદ્ધ પહેલાં આપણે બધા દેશોમાં એવા અસંખ્ય દાખલાઓ નથી જોયા કે જ્યારે બહુ જ "ઉગ્રવાદી" અરાજકતાવાદીઓ, સંઘવાદીઓ, તથા બીજાઓ સંસદવાદની વિરુદ્ધ ગર્જનાઓ કરતા હતા, મૂડીવાદી-અધમ સંસદવાદી સમાજવાદીઓની ઠેકડી ઉડાવતા હતા, તેમની પદલોલુપતાની ઝાટકણી કાઢતા હતા, વગેરે વગેરે, અને છતાં પોતે અખબારી કાર્ય **મારફત** તથા સંઘોમાં (ટ્રેડ યુનિયનોમાં) કાર્ય **મારફત એવા જ પ્રકારની** મૂડીવાદી કારકિર્દી ઘડવામાં મશગૂલ રહેતા હતા? આપણે ફ્રાંસ પૂરતા જ સીમિત રહીએ તો ઝૂઓ તથા મેર્હેઈમનું ઉદાહરણ એ સંબંધમાં લાક્ષણિક નથી?

સંસદમાં સામેલગીરીને "નકારી કાઢતા" માણસોની બાલિશતા એ હકીકતમાં સમાયેલી છે કે કામદાર આંદોલનની **અંદર** મૂડીવાદી-લોકશાહીવાદી

8*

અસરોનો સામનો કરવાની મુશ્કેલ સમસ્યાને તેઓ એવી "સાદી", "સરળ", ધારી લેવામાં આવેલી ક્રાંતિકારી રીતે, "**ઉકેલવાનું**" શક્ય ગણે છે, પરંતુ વાસ્તવમાં પોતાના પડછાયાઓથી જ દૂર ભાગી રહ્યા છે, મુશ્કેલીઓની સામે આંખો મીચી દેવાનું જ કૃત્ય કરી રહ્યા છે, ઠાલા શબ્દો વડે મુશ્કેલીઓને ખંખેરી નાખવાની જ કોશિશ કરી રહ્યા છે. તદ્દન બેશરમ પદલોલુપતા, સંસદીય બેઠકોનો મૂડીવાદી ઉપયોગ, સંસદીય પ્રવૃત્તિની ઉઘાડી સુધારાવાદી વિકૃતિ, અને અધમ નિમ્ન-મૂડીવાદી રૂઢિપરાયણતા — એ સર્વ તો મૂડીવાદે દરેક ઠેકાણે, કેવળ કામદાર આંદોલનની બહાર જ નહિ પરંતુ અંદર પણ, પેદા કરેલાં નિર્વિવાદ સામાન્ય તથા વ્યાપક લક્ષણો છે. પરંતુ એ જ મૂડીવાદ અને તેના તરફથી સર્જાતા મૂડીવાદી સંજોગો (જે મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવ્યા પછી પણ બહુ ધીરે ધીરે ખતમ થાય છે કારણ કે કિસાનપ્રજા મૂડીદાર વર્ગનું નવસર્જન સતત કરતી જ રહે છે) પ્રવૃત્તિ તથા જીવનના ચોક્કસ દરેકે દરેક ક્ષેત્રમાં તાત્ત્વિક દૃષ્ટિએ એ જ મૂડીવાદી પદલોલુપતા, રાષ્ટ્રીય મિથ્યાભિમાન, નિમ્ન-મૂડીવાદી અધમતા, વગેરેને — ખાલી રૂપની બાબતમાં નજીવા તફાવત સાથે — ઉત્પન્ન કરતા જ રહે છે.

પ્યારા બહિષ્કારવાદીઓ અને સંસદવાદવિરોધીઓ, તમે માનો છો કે તમે "ભયંકર ક્રાંતિકારીઓ" છો, જોકે વાસ્તવમાં તો **તમે** કામદાર આંદોલનની અંદર મૂડીવાદી અસરો સામેના સંઘર્ષની પ્રમાણમાં ગૌણ મુશ્કેલીઓથી **ગભરાઈ ગયેલા છો**, પરંતુ તમારો વિજય — એટલે કે મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવે અને સર્વહારા વર્ગ રાજકીય સત્તા કબજે કરી લે એવું કદમ — **એ જ** મુશ્કેલીઓને હજી વધારે મોટા, અપરિમિત રૂપે વધારે મોટા, પાયા પર પેદા કરવાનો છે. તમે બચ્ચાંની જેમ આજે તમારી સામે ઊભી થયેલી નાની મુશ્કેલીથી ગભરાઈ ગયા છો, પરંતુ તમે નથી સમજતા કે એવી જ મુશ્કેલીઓને, માત્ર અપરિમિત રૂપે વધારે મોટા પાયાની એવી જ મુશ્કેલીઓને, પહોંચી વળતાં તમારે આવતીકાલે, અને પરમ દિવસે, હજી શીખી લેવું જ પડશે, અને સર્વાંગી રીતે શીખી લેવું જ પડશે.

સોવિયેત શાસનમાં તમારી તેમ જ અમારી સર્વહારા વર્ગીય પાર્ટી ઉપર મૂડીવાદી બુદ્ધિજીવીઓ હજી વધારે મોટી સંખ્યામાં ચડાઈ કરશે. તેઓ સોવિયેતો, અદાલતો, તથા રાજકારોબારમાં ઘૂસી જશે કારણ કે સામ્યવાદનું નિર્માણ મૂડીવાદે સર્જેલી માનવ સામગ્રીની મદદ સિવાય બીજી કોઈ રીતે

ન થઈ શકે, અને મૂડીવાદી બુદ્ધિજીવીઓને ન કાઢી મૂકી શકાય કે ન ખતમ કરી નખાય, આપણે તેમને આપણે પક્ષે જીતી લેવા જોઈએ, તેમનું નવઘડતર કરવું જોઈએ, તેમને અપનાવી લેવા જોઈએ તથા નવેસરથી કેળવણી આપવી જોઈએ; નિમ્ન-મૂડીવાદી પૂર્વગ્રહોને એક ઝટકે, ચમત્કારથી, કુમારિકા મૅરીના આદેશ મુજબ, સૂત્ર કે ઠરાવ કે ફરમાનને અનુસરીને નહિ પરંતુ વ્યાપક નિમ્ન-મૂડીવાદી અસરોની વિરુદ્ધ લાંબા તથા મુશ્કેલ લોકવ્યાપી સંઘર્ષ દરમિયાન જ તજી દેનારા ખુદ સર્વહારાઓને નવેસરથી કેળવણી— સર્વહારા વર્ગની સરમુખત્યારીના આધારે લડવામાં આવતા દીર્ઘકાલીન સંઘર્ષમાં—આપણે જેવી રીતે આપવી જોઈએ એવી જ રીતે. સોવિયેત શાસનમાં એ જ સમસ્યાઓ, જેને સંસદવાદવિરોધીઓ હાલ આટલી મગરૂરીથી, આટલા તોરથી, આટલી આછકલાઈથી, તથા આટલા છોકરવાદથી હાથ હલાવીને બાજુ પર હડસેલી દે છે **એ જ** સમસ્યાઓ, સોવિયેતોની **અંદર,** સોવિયેતોના કારોબારની અંદર, સોવિયેત "વકીલો"ની અંદર (રશિયામાં આપણે મૂડીવાદી વકીલાત વ્યવસાયને નાબૂદ કરી નાખ્યો છે, અને વાજબી રીતે જ નાબૂદ કરી નાખ્યો છે, પરંતુ તે "સોવિયેત" "વકીલો"ના પડદા હેઠળ ફરી શરૂ થઈ રહ્યો છે[53]) નવેસરથી ઊભી થઈ રહી છે. સોવિયેત ઍન્જિનિયરોની અંદર, સોવિયેત શાળાશિક્ષકોની અંદર, અને વિશેષાધિકારી માણસોની અંદર, એટલે કે સોવિયેત કારખાનામાં ખૂબ જ ઊંચા ધોરણની કાબેલિયત ધરાવતા તથા સર્વોત્તમ સ્થાનો ધરાવતા **કામદારોની** અંદર, આપણને મૂડીવાદી સંસદવાદનાં બધાં એટલે **બધાં** જ વિશિષ્ટ નકારાત્મક લક્ષણો જોવા મળે છે, અને આપણે સર્વહારા વર્ગીય સંગઠન તથા શિસ્ત પર આધારિત અણથક, લાંબા, તથા ખંતીલા સંઘર્ષ વડે જ એ અનિષ્ટની ઉપર—ધીરે ધીરે—ફતેહ હાંસલ કરી રહ્યા છીએ.

મૂડીદાર વર્ગના શાસનમાં આપણી પોતાની, એટલે કે કામદારોની, પાર્ટીની અંદર મૂડીવાદી ટેવોને ખતમ કરી નાખવાનું કામ બેશક બહુ "મુશ્કેલ" છે; મૂડીવાદી પૂર્વગ્રહોથી નિરુપાયતાની હદ સુધી ભ્રષ્ટ બની ગયેલા સુપરિચિત સંસદવાદી આગેવાનોને પાર્ટીમાંથી કાઢી મૂકવાનું કામ "મુશ્કેલ" છે; મૂડીદાર વર્ગની હરોળોમાંથી આવતા તદ્દન આવશ્યક સંખ્યાના (ભલે બહુ સીમિત) માણસોને સર્વહારા વર્ગીય શિસ્તમાં બાંધી લેવાનું કામ "મુશ્કેલ" છે; મૂડીવાદી સંસદમાં કામદાર વર્ગને બરાબર અનુરૂપ સામ્યવાદી ગ્રૂપ રચવાનું કામ "મુશ્કેલ" છે; સામ્યવાદી સંસદ કાર્યકરો મૂડીવાદી

સંસદીય પોકળતાઓમાં ડૂબી ન જાય પરંતુ લોકસમુદાયોની અંદર પ્રચાર, ચળવળ, તથા સંગઠનનું બહુ તાકીદનું કાર્ય કરે એવી ખાતરી ઊભી કરવાનું કામ "મુશ્કેલ" છે. એ બધું તો ચોક્કસ "મુશ્કેલ" છે જ, રશિયામાં મુશ્કેલ હતું અને પશ્ચિમ યુરોપ તથા અમેરિકામાં તો અતુલ્ય પ્રમાણમાં વધારે મુશ્કેલ છે કારણ કે ત્યાં મૂડીદાર વર્ગ ઘણો વધારે તાકાતવાન છે, મૂડીવાદી-લોકશાહીવાદી પરંપરાઓ ઘણી વધારે મજબૂત છે, વગેરે.

તેમ છતાં, એ બધી "મુશ્કેલીઓ" તો સર્વહારા વર્ગીય ક્રાંતિ દરમિયાન તેમ જ સર્વહારા વર્ગ સત્તા કબજે કરી લે ત્યાર બાદ વિજય હાંસલ કરવા માટે સર્વહારા વર્ગે ગમે તેમ પણ તદ્દન ચોક્કસ રીતે ઉકેલવાની **એવા જ પ્રકારની** સમસ્યાઓની સરખામણીમાં ખાલી બાળકની રમત જેવી જ છે. સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં કરોડો કિસાનો તથા નાના માલિકોને, લાખો ઑફિસ કર્મચારીઓ તથા અમલદારો તથા મૂડીવાદી બુદ્ધિજીવીઓને, નવેસરથી કેળવણી આપવાની, એ સૌને સર્વહારા વર્ગીય રાજ્યની તાબેદારીમાં તથા સર્વહારા વર્ગીય આગેવાની હેઠળ આણવાની, તેમની મૂડીવાદી ટેવો તથા પરંપરાઓને નાબૂદ કરી નાખવાની, એ ખરેખરી જબ્બર સમસ્યાઓની સરખામણીએ—મૂડીદાર વર્ગના શાસનમાં અને મૂડીવાદી સંસદમાં ખરી સર્વહારા વર્ગીય પાર્ટીના ખરા સામ્યવાદી ગ્રૂપની રચના કરવાનું કામ તો બાળકની રમત જેવું સહેલું કામ છે.

આપણા ઉગ્રવાદી અને સંસદવાદવિરોધી સાથીઓ એવી નાનકડી મુશ્કેલીનેય પહોંચી વળતાં હાલ શીખી ન લે તો આપણે નિઃસંકોચ કહી શકીએ કે તેઓ કાં તો સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવા અસમર્થ સાબિત થઈ જશે અને બહોળા પાયા પર મૂડીવાદી બુદ્ધિજીવીઓને તથા મૂડીવાદી સંસ્થાઓને તાબેદારીમાં અણવા તથા તેમનું નવઘડતર કરવા અશકત નીવડશે, અથવા તેમને **પોતાની કેળવણી ઉતાવળમાં પૂરી કરવી** પડશે, અને તેઓ એવી ઉતાવળમાં સર્વહારા વર્ગના ધ્યેયને ભારે હાનિ પહોંચાડશે, હંમેશ કરતાં વધારે ગલતીઓ કરશે, સરેરાશ કરતાં વધારે કમજોરી તથા રેઢિયાળપણું પ્રદર્શિત કરશે, વગેરે વગેરે.

મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં આવે અને ત્યાર બાદ નાના પાયાનું અર્થકારણ તથા નાનું પણ્ય ઉત્પાદન તદ્દન ખતમ થઈ જાય ત્યાં સુધી કામદાર આંદોલનની બહાર તેમ જ ભીતર, પ્રવૃત્તિના એક જ ક્ષેત્રમાં—સંસદીય ક્ષેત્રમાં—નહિ પરંતુ અનિવાર્ય રીતે સામાજિક પ્રવૃત્તિના દરેક ક્ષેત્રમાં,

એક પણ અપવાદ વગર તમામ સાંસ્કૃતિક તથા રાજકીય ક્ષેત્રોમાં, મૂડીવાદી વાતાવરણ, માલિકીની ટેવો તથા નિમ્ન-મૂડીવાદી પરંપરાઓ, સર્વહારા વર્ગીય કાર્યને અવરોધશે. પ્રવૃત્તિના કોઈ એક ક્ષેત્રમાં "અણગમતી" સમસ્યાઓ કે મુશ્કેલીઓને બાજુએ ખસેડી દેવાનો, આડશ ઊભી કરીને તેમનાથી બચવાનો, પ્રયત્ન ગંભીર ભૂલ બની રહેશે. એવી ભૂલની કિંમત આગળ જતાં એકદમ ચોક્કસ ચૂકવવી જ પડશે. કાર્ય તથા પ્રવૃત્તિના, એક પણ અપવાદ વગરના, દરેકે દરેક ક્ષેત્રમાં ઉસ્તાદી હાંસલ કરી લેવાનું, તમામ મુશ્કેલીઓને પહોંચી વળવાનું, અને દરેક ઠેકાણે સઘળી મૂડીવાદી ટેવો કે રિવાજો કે પરંપરાઓને નાબૂદ કરી નાખવાનું આપણે શીખી લેવું જ જોઈએ. સવાલને રજૂ કરવાની બીજી કોઈ રીત સાવ નકામી છે, નરી બાલિશતા જ છે.

૧૨ મે, ૧૯૨૦

## ૫

આ પુસ્તિકાની રશિયન આવૃત્તિમાં મેં આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી નીતિના ક્ષેત્રમાં સમગ્ર રૂપે હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના વર્તનનું વર્ણન થોડુંક ગલત કર્યું છે. એટલે હું આ તક ઝડપી લઈને આ સવાલના સંબંધમાં ડચ સાથીઓનો પત્ર પ્રગટ કરું છું, અને રશિયન આવૃત્તિમાં મેં વાપરેલા "ડચ ટ્રિબ્યુનપંથીઓ" શબ્દોની જગ્યાએ હવે "હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના અમુક સભ્યો" શબ્દો મૂકું છું.[54]

**એન. લેનિન**

## વિનકૂપનો પત્ર

મોસ્કો, ૩૦ જૂન, ૧૯૨૦

પ્રિય કોમરેડ લેનિન,

તમારી ભલમનસાઈના સુફળ રૂપે અમે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કૉંગ્રેસમાં ભાગ લેનારા ડચ પ્રતિનિધિમંડળના સભ્યો તમારી

પુસ્તિકા '"ઉગ્રવાદી" સામ્યવાદ—બાલિશ બીમારી' યુરોપિયન ભાષાઓમાં પ્રકાશન પૂર્વે વાંચી શક્યા છીએ. પુસ્તિકામાં કેટલીય જગ્યાઓએ તમે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના કેટલાક સભ્યોની ભૂમિકા અંગે તમારી નાખુશી ભારપૂર્વક વ્યક્ત કરી છે.

પરંતુ અમને લાગે છે કે એ સભ્યોનાં કૃત્યોની જવાબદારી કોમ્યુનિસ્ટ પાર્ટીને શિરે ઢોળી દેવાના તમારા વલણનો વિરોધ અમારે કરવો જ જોઈએ. તે એકદમ બિનચોક્કસ છે. વધુમાં, તે ગેરઈનસાફી છે કારણ કે હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના એ સભ્યો પાર્ટીની વર્તમાન પ્રવૃત્તિઓમાં સાવ ઓછો ભાગ લે છે અથવા મુદ્દલ ભાગ નથી લેતા અને હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીની અંદર વિરોધી સૂત્રોને સીધી કે આડકતરી રીતે અમલી બનાવવાની કોશિશ કરી રહ્યા છે, પરંતુ પાર્ટી તેમ જ તેનાં સઘળાં સંઘટનો એ વિરોધી સૂત્રોની સામે અત્યંત જોશીલો સંઘર્ષ ચલાવતાં રહ્યાં છે અને આજ સુધી ચલાવી રહ્યાં છે.

બંધુભાવી અભિવાદનો સહ,
(ડચ પ્રતિનિધિમંડળ વતી)
**ડૅવિડ વિનકૂપ**

## ટિપ્પણીઓ

[1] **બીજી ઈન્ટરનેશનલ** — ૧૮૮૯માં સ્થપાયેલું સમાજવાદી પાર્ટીઓનું આંતરરાષ્ટ્રીય મંડળ. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) ફાટી નીકળતાં બીજી ઈન્ટરનેશનલના નેતાઓએ સમાજવાદી ધ્યેયનો દ્રોહ કર્યો અને પોતપોતાની સામ્રાજ્યવાદી સરકારોને પક્ષે ચાલ્યા ગયા; પરિણામે બીજી ઈન્ટરનેશનલ ભાંગી પડી. પહેલાં બીજી ઈન્ટરનેશનલનું સભ્યપદ ધરાવનાર ઉદ્દામવાદી પાર્ટીઓ અને જૂથો ૧૯૧૯માં મોસ્કોમાં સ્થપાયેલ કોમ્યુનિસ્ટ (ત્રીજી) ઈન્ટરનેશનલમાં જોડાઈ ગયાં. બીજી ઈન્ટરનેશનલની પુનર્ઘટના ૧૯૧૯માં બેર્નમાં (સ્વિટ્ઝરલૅંડ) એક સંમેલનમાં થઈ હતી; તેમાં સમાજવાદી આંદોલનની માત્ર મવાળ અને તકવાદી પાંખનું પ્રતિનિધિત્વ કરતી પાર્ટીઓ જ સામેલ હતી. — પૃ. ૬

[2] **ઈસ્ક્રા** (તણખો) — ૧૯૦૦ના ડિસેંબરમાં લેનિને સ્થાપેલું પ્રથમ અખિલ રૂસી ગેરકાનૂની માર્ક્સવાદી અખબાર. તે પરદેશમાં છપાતું અને છૂપી રીતે રશિયામાં પહોંચાડવામાં આવતું. રશિયન સામાજિક-લોકશાહીવાદીઓનું વૈચારિક ઐક્ય સાધવામાં, છૂટાંછવાયાં ક્રાંતિકારી સંગઠનોને ક્રાંતિકારી માર્ક્સવાદી પાર્ટીના રૂપમાં સાંકળી લેવામાં, ‘ઈસ્ક્રા’એ જબ્બર ભૂમિકા ભજવી હતી.

૧૯૦૩ માં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં પાર્ટી બોલ્શેવિકો અને મેન્શેવિકોમાં વિભાજિત થઈ ગઈ ત્યારે મેન્શેવિકોએ ‘ઈસ્ક્રા’ને પોતાના કબજામાં લઈ લીધું (બાવનમા અંકથી) અને તેને **પુરાણા** લેનિનવાદી ‘ઈસ્ક્રા’થી અળગું તારવવા માટે **નવીન** ‘ઈસ્ક્રા’

તરીકે ઓળખાવવાની શરૂઆત થઈ. નવીન 'ઈસ્ક્રા' ક્રાંતિકારી માર્ક્સવાદનું જોશીલું મુખપત્ર ન રહ્યું. મેન્શેવિકોએ તેને માર્ક્સવાદ તથા પાર્ટીની સામે સંઘર્ષ લડતા મુખપત્રમાં, તકવાદના વાજિંત્રમાં, પલટાવી નાખ્યું.— પૃ. ૬

[3] અહીંયાં નિર્દેશ મેન્શેવિકો તેમ જ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટી પ્રત્યે છે.

**મેન્શેવિકો** — રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર તકવાદી વહેણના અનુયાયીઓ. રશિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય અંગોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકો નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા. ૧૯૦૫-૦૭ની ક્રાંતિ દરમિયાન મેન્શેવિકોએ ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીનો અને કામદાર વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચેની એકસંપીનો વિરોધ કર્યો. ક્રાંતિના પરાજય પછી ૧૯૦૭-૧૦ના પ્રત્યાઘાતના પ્રભુત્વના કાળ દરમિયાન મેન્શેવિકોએ સર્વહારા વર્ગની ગેરકાનૂની ક્રાંતિકારી પાર્ટીને વિસર્જિત કરી નાખવાની કોશિશ કરી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન (૧૯૧૪-૧૮) મેન્શેવિકો સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ હતા. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તેઓ મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા, એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું અને સમાજવાદી ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી મેન્શેવિકોએ સોવિયેત જનતાની વિરુદ્ધ પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગ તથા જમીનદારોના હથિયારબંધ સંઘર્ષમાં ભાગ લીધો.

**સમાજવાદી-ક્રાંતિકારીઓ** — ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મોટા ભાગના સમાજવાદી-ક્રાંતિકારીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અપનાવ્યાં હતાં. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકો અને કેડેટોની સાથે સમાજવાદી-

ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી મૂડીવાદી-જમીનમાલિક કામચલાઉ સરકારને મુખ્ય ટેકો પૂરો પાડયો અને તેમના આગેવાનો પ્રધાનમંડળના સભ્યો હતા. પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહ દરમિયાન સમાજવાદી-ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી વિધ્વંસક પ્રવૃત્તિઓ ચલાવી, દખલબાજોને તથા વ્હાઈટગાર્ડોને સક્રિય મદદ કરી, પ્રતિક્રાંતિકારી કાવતરાંમાં ભાગ લીધો, અને સોવિયેત રાજ્ય તથા કોમ્યુનિસ્ટ પાર્ટીના નેતાઓની વિરુદ્ધ ત્રાસવાદી કૃત્યો કર્યાં. — પૃ. ૧૨

4 કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો ૧૯૦૫-૦૭ની ક્રાંતિ દરમિયાન રશિયાનાં ઘણાં શહેરોમાં અસ્તિત્વમાં આવી હતી. તેમની સ્થાપના આર્થિક તથા રાજકીય હડતાલોને આગેવાની પૂરી પાડવા માટે થઈ હતી, પરંતુ સંઘર્ષ જેમ જેમ વિકાસ પામતો ગયો તેમ તેમ બોલ્શેવિકોની આગેવાની ધરાવતી સોવિયેતોએ હથિયારબંધ વિદ્રોહની તૈયારીનાં સંઘટનોનું સ્થાન હાંસલ કરી લીધું અને નવી સત્તાનું બીજાંકુર રૂપ અંકિત કર્યું. ૧૯૦૫-૦૭ની ક્રાંતિના પરાજય પછી સોવિયેતોનું અસ્તિત્વ ખતમ થઈ ગયું, પરંતુ ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ દરમિયાન તેઓ ફરી અસ્તિત્વમાં આવી. — પૃ. ૧૨

5 અહીંયાં નિર્દેશ ૧૯૧૨ના એપ્રિલની ચોથી (બારમી) તારીખે સાઈબિરિયામાં લેના સુવર્ણ ક્ષેત્રના બિનહથિયાર કામદારોની ઉપર કરવામાં આવેલા ગોળીબાર પ્રત્યે છે. લેનાની ખૂનરેજીના સમાચાર સાંભળીને રશિયાનો કામદાર વર્ગ જાગૃત થઈ ગયો. આખા દેશમાં તેનો વિરોધ જાહેર કરતા દેખાવો, સભાઓ, તથા હડતાલોનો જુવાળ ફેલાઈ ગયો. — પૃ. ૧૪

6 **રાજ્ય દૂમા** — ઝારશાહી રશિયાની પ્રતિનિધિ સંસ્થા, જેની સ્થાપના ૧૯૦૫-૦૬ની ક્રાંતિના પરિણામે ઝારને કરવી પડી. ઔપચારિક રીતે એ વિધાનાત્મક સંસ્થા હતી પણ તે સાચી સત્તા મુદ્દલ નહોતી ધરાવતી.

દૂમા માટેની ચૂંટણીઓ પરોક્ષ તથા અસમાન હતી અને સાર્વજનીન નહોતી. કામગાર જનતાનો અને રશિયામાં વસતી બિનરશિયન જાતિઓનો મતાધિકાર ખૂબ મર્યાદિત હતો અને કામદારો તથા કિસાનોના સારા એવા વિભાગોને તો કોઈ જાતનો મતાધિકાર હતો જ નહિ.

પ્રથમ દૂમાને (એપ્રિલ-જુલાઈ, ૧૯૦૬) અને દ્વિતીય દૂમાને (ફેબ્રુઆરી-જૂન, ૧૯૦૭) ઝારશાહી સરકારે વિસર્જિત કરી નાખી.

૧૯૦૭ના જૂનની ત્રીજી તારીખના કારસ્તાન પછી સરકારે નવો ચૂંટણી કાનૂન જાહેર કર્યો. તેમાં કામદારો, કિસાનો, તથા શહેરી નાના મૂડીદારોના અધિકારોને ફરી ઘટાડી નાખવામાં આવ્યા હતા, અને ત્રીજી (૧૯૦૭-૧૨) તથા ચોથી (૧૯૧૨-૧૭) દૂમામાં જમીનદારો તથા મોટા મૂડીદારોના યમદૂત જૂથના પૂરા વર્ચસ્વને સુનિશ્ચિત બનાવી દેવામાં આવ્યું હતું. — પૃ. ૧૪

7 ૧૯૧૪ના જુલાઈની ૨૬મી (ઑગસ્ટની ૮મી) તારીખના દૂમા અધિવેશનમાં તમામ મૂડીદાર-જમીનદાર દૂમા જૂથોએ સામ્રાજ્યવાદી યુદ્ધમાં ઝારશાહી રશિયાના પ્રવેશને બહાલી આપી ત્યારે બોલ્શેવિક દૂમા જૂથે જોરદાર વિરોધ કર્યો. તેમણે યુદ્ધ સંબંધી ધિરાણોની તરફેણમાં મત આપવાનો ઇનકાર કરી દીધો, અને લોકોમાં ક્રાંતિકારી પ્રચાર ચલાવ્યો. ૧૯૧૪ના નવેંબરમાં દૂમાના બોલ્શેવિક સભ્યોને ગિરફતાર કરી લેવામાં આવ્યા, અને અદાલતમાં મુકદ્દમો ચલાવીને તેમને જિંદગીભરની હદપારી ભોગવવા પૂર્વ સાઇબિરિયા મોકલી દેવામાં આવ્યા. મુકદ્દમા દરમિયાન બોલ્શેવિકોએ કરેલાં, ઝારશાહીને ઉઘાડી પાડતાં, હિંમતભર્યાં પ્રવચનોએ લશ્કરવાદ વિરોધી પ્રચારમાં તેમ જ મહેનતકશ લોકોની અંદર ક્રાંતિની ભાવના જગાવવામાં મહત્ત્વની ભૂમિકા ભજવી. — પૃ. ૧૪

8 **લોંગેપંથ** — ફ્રેંચ સમાજવાદી પાર્ટીની અંદર જાં લોંગેની આગેવાની ધરાવતું મધ્યમપંથી વહેણ. ૧૯૧૪-૧૮ના પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન લોંગેપંથીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ જોડે સુલેહસંપની નીતિ અપનાવી હતી. તેમણે ક્રાંતિકારી સંઘર્ષને નકારી કાઢ્યો અને સામ્રાજ્યવાદી યુદ્ધમાં "પિતૃભૂમિની રક્ષા"ની હિમાયત કરી. લેનિને તેમને નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદીઓ તરીકે ગણાવ્યા હતા. રશિયામાં ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી લોંગેપંથીઓએ પોતાને સર્વહારા વર્ગીય સરમુખત્યારીના સમર્થકો તરીકે જાહેર કર્યા, પરંતુ વાસ્તવમાં તેનો વિરોધ ચાલુ રાખ્યો. ૧૯૨૦ના ડિસેંબરમાં લોંગેપંથીઓ ઉઘાડા સુધારાવાદીઓની ભેગા પાર્ટીથી અળગા થઈ ગયા અને અઢીમી ઇન્ટરનેશનલ તરીકે ઓળખાતી સંસ્થામાં જોડાઈ ગયા. — પૃ. ૧૫

[9] **ફેબિયનો** — ૧૮૮૪માં સ્થપાયેલી બ્રિટિશ સુધારાવાદી ફેબિયન સોસાયટીના સભ્યો. તેમાં મુખ્યત્વે મૂડીવાદી બુદ્ધિજીવીઓ સામેલ હતા — વિદ્વાનો, લેખકો, જાહેર વ્યકિતઓ (સીડની અને બીઍટ્રીસ વેબ, જ્યોર્જ બર્નાર્ડ શૉ, રામ્ઝે મૅકડોનલ્ડ, તથા અન્ય). ફેબિયનો કહેતા કે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની અને સમાજવાદી ક્રાંતિની જરૂર જ નથી, અને તેઓ એવો મત ધરાવતા હતા કે મૂડીવાદમાંથી સમાજવાદ સુધીનું સંક્રમણ પરિમિત ક્રમશ: સુધારાઓ દ્વારા સિદ્ધ કરી શકાશે. ફેબિયન સોસાયટી ૧૯૦૦ની સાલમાં લેબર પાર્ટી જોડે ભળી જઈને તેનો એક ભાગ બની ગઈ. — પૃ. ૧૫

[10] **બ્રિટનની સ્વતંત્ર કામદાર પાર્ટી** — એક સુધારાવાદી સંગઠન. તેનું આયોજન ૧૮૯૩માં બ્રિટનમાં "નવાં ટ્રેડ યુનિયનો"ના નેતાઓએ કર્યું હતું. એ વખતે હડતાલના સંઘર્ષો અને મૂડીવાદી પાર્ટીઓથી સ્વતંત્ર થઈ જવા માટેનાં અંગ્રેજી કામદાર વર્ગનાં આંદોલનો જોરદાર બની રહ્યાં હતાં. "નવાં ટ્રેડ યુનિયનો" અને કેટલાંક પુરાણાં ટ્રેડ યુનિયનોના સભ્યો એ પાર્ટીમાં જોડાઈ ગયા. ફેબિયનોની અસર હેઠળ આવી ગયેલા બુદ્ધિજીવીઓ અને નિમ્ન-મૂડીવાદીઓના પ્રતિનિધિઓ પણ એમાં સામેલ થઈ ગયા. સ્વતંત્ર લેબર પાર્ટીના આગેવાનો જેમ્સ કેઈર હાર્ડી અને રામ્ઝે મૅકડોનલ્ડ હતા. તેણે આરંભથી જ મૂડીવાદી-સુધારાવાદી ધોરણ અપનાવ્યું હતું અને સંઘર્ષનાં સંસદીય રૂપોની તેમ જ ઉદારવાદીઓની જોડે સંસદીય સોદાઓની ખાસ ભારપૂર્વક હિમાયત કરી હતી. ૧૯૨૦માં સ્વતંત્ર લેબર પાર્ટી બીજી ઈન્ટરનેશનલથી અળગી થઈ ગઈ અને અઢીમી ઈન્ટરનેશનલમાં જોડાઈ ગઈ. — પૃ. ૧૫

[11] **પ્રધાનમંડળપંથ** ("પ્રધાનમંડળપંથી સમાજવાદ" અથવા "મિલ્લેરાંપંથ") — પ્રત્યઘાતી મૂડીવાદી સરકારોમાં ભાગ લેનારા સમાજવાદીઓના તકવાદનું વર્ણન કરવા માટે વાપરવામાં આવતો શબ્દ. તેનો ઉપયોગ ફ્રેંચ સમાજવાદી મિલ્લેરાં ૧૮૯૯માં વાલ્ડેક-રૂસ્સોની મૂડીવાદી સરકારમાં જોડાઈ ગયો ત્યારે ચાલુ થયો હતો. — પૃ. ૧૫

[12] **જર્મન સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી** — મધ્યમપંથી પાર્ટી હતી. તેની સ્થાપના ૧૯૧૭ના એપ્રિલ માસમાં ગોટમાં થઈ હતી.

"સ્વતંત્રોએ" વર્ગસંઘર્ષ તજી દઈને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ જોડે "એકતા"નો પ્રચાર કર્યો. ૧૯૧૯માં કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની સ્થાપના થઈ ત્યારે "સ્વતંત્રો" બીજી ઇન્ટરનેશનલમાંથી નીકળી ગયા. ૧૯૨૦ના ઑક્ટોબરમાં હાલ્લેમાં ભરાયેલી કૉંગ્રેસમાં એ પાર્ટીની અંદર ફૂટ પડી. તેના મોટા ભાગના સભ્યો ૧૯૨૦ના ડિસેંબરમાં જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયા અને મવાળપંથી તત્ત્વોએ અલગ પાર્ટી સ્થાપી. એ પાર્ટી સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના પુરાણા નામે ૧૯૨૨ સુધી અસ્તિત્વમાં રહી હતી. — પૃ. ૧૬

[13] અહીંયાં નિર્દેશ દેખીતી રીતે લેનિનના લેખ 'જર્મન કામદાર આંદોલનમાંથી શાની નકલ ન કરવી જોઈએ' પ્રત્યે જણાય છે. એ લેખ ૧૯૧૪ના એપ્રિલમાં બોલ્શેવિક સામયિક 'પ્રોસ્વેશ્ચેનિયે'માં પ્રગટ થયો હતો. તેમાં જર્મન સામાજિક-લોકશાહીવાદી કાર્લ લેગિનના વિશ્વાસઘાતી વર્તનને ઉઘાડું પાડવામાં આવ્યું હતું. કાર્લ લેગિને અમેરિકાની મુલાકાત દરમિયાન અમેરિકી કૉંગ્રેસને કરેલા સંબોધનમાં અમેરિકી સરકારી વર્તુળો તથા મૂડીવાદી પાર્ટીઓનાં વખાણ કર્યાં હતાં. — પૃ. ૨૦

[14] **સ્પાર્ટાકસવાદીઓ** — ઉદ્દામ જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના ક્રાંતિકારી સંગઠનના સભ્યો. સ્પાર્ટાકસ જૂથની સ્થાપના પ્રથમ વિશ્વયુદ્ધના આરંભના દિવસોમાં કાર્લ લીબ્કનેખ્ત, રોઝા લુકઝેમ્બુર્ગ, ફ્રાંઝ મેહરિંગ, ક્લારા ઝેત્કિન, અને બીજાઓએ કરી હતી. સ્પાર્ટાકસવાદીઓએ જનતામાં ક્રાંતિકારી પ્રચાર ચલાવ્યો, વિશાળ યુદ્ધ-વિરોધી દેખાવોનું આયોજન કર્યું, હડતાલોનું સંચાલન કર્યું, અને યુદ્ધના સામ્રાજ્યવાદી સ્વરૂપને ઉઘાડું પાડ્યું તેમ જ તકવાદી સામાજિક-લોકશાહીવાદી નેતાઓની દગાખોરીને ખુલ્લી પાડી. ૧૯૧૮ના ડિસેંબરની ૩૦મી તારીખથી ૧૯૧૯ના જાન્યુઆરીની પહેલી તારીખ સુધી ભરાયેલી ઉદ્‌ઘાટન કૉંગ્રેસમાં સ્પાર્ટાકસવાદીઓએ જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી. — પૃ. ૨૦

[15] **પેરિસ કોમ્યુન** — ૧૮૭૧માં પેરિસમાં સર્વહારા ક્રાંતિ દ્વારા સ્થાપવામાં આવેલી કામદાર ક્રાંતિકારી સરકાર અને સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનો પ્રથમ પ્રયાસ. કોમ્યુન ૭૨ દિવસ સુધી કાયમ રહ્યું હતું. (૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખથી મેની ૨૮મી તારીખ સુધી). — પૃ. ૨૦

[16] અહીંયાં નિર્દેશ ફ્રેડરિક એંગેલ્સે આઉગુસ્ટ બેબેલને લખેલા ૧૮૭૫ની ૧૮-૨૮ માર્ચના પત્ર પ્રત્યે છે. — પૃ. ૨૦

[17] **બ્રેસ્ત-લિતોવ્સ્ક સુલેહ** એક તરફ સોવિયેત રશિયા અને બીજી તરફ ચાર સંપેલાં રાજ્યો (જર્મની, ઑસ્ટ્રો-હંગેરી, બલ્ગેરિયા, અને તુર્કી) વચ્ચે ૧૯૧૮ના માર્ચની ત્રીજી તારીખે બ્રેસ્ત-લિતોવ્સ્કમાં થઈ હતી. ૧૫મી માર્ચે સોવિયેતોની ચોથી અસાધારણ અખિલ રશિયન કૉંગ્રેસે સુલેહને બહાલી આપી. સુલેહની શરતો સોવિયેત રશિયા માટે અત્યંત કઠોર હતી. એ સંધિ મુજબ, પોલૅંડ અને લગભગ આખો બાલ્ટિક વિસ્તાર તથા બેલોરશિયાનો અમુક હિસ્સો જર્મની તથા ઑસ્ટ્રો-હંગેરીના કબજામાં સોંપી દેવાયાં હતાં. ઉક્રાઈનાને સોવિયેત રશિયાથી અળગું કરીને જર્મન તાબાના પ્રદેશમાં પલટાવી નાખવામાં આવ્યું હતું. તુર્કીને કાર્સ, બાતુમ, તથા આર્દાગાન શહેરોનો કબજો મળ્યો: ૧૯૧૮ના ઑગસ્ટમાં જર્મનીએ સોવિયેત રશિયાની ઉપર પુરવણી સંધિ તથા નાણાકીય કરાર લાદી દીધાં. તેમાં બેહદ આકરી નવી માંગો સામેલ હતી.

એ સુલેહ ઉપર ત્રોત્સ્કી અને "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના પાર્ટીવિરોધી જૂથના સખત વિરોધ છતાં હસ્તાક્ષર કરવામાં આવ્યા હતા અને એ સુલેહ કરવાનો યશ વ્લાદીમિર ઈલ્યીચ લેનિનને છે. બ્રેસ્ત સુલેહે સ્પષ્ટ કરી આપ્યું કે લેનિનની નીતિ કેટલી લચીલી તથા સમજભરી છે અને અત્યંત જટિલ પરિસ્થિતિમાં એકમાત્ર ખરી નીતિ નક્કી કરવાની કેટલી કાબેલિયત તેઓ ધરાવે છે. એ સુલેહ તેજસ્વી બુદ્ધિમત્તાની રાજકીય સિદ્ધિ હતી.

તેના પરિણામે સોવિયેત રાજ્ય માટે જંગથી અવકાશ મેળવવાનું, પુરાણા અસ્તવ્યસ્ત લશ્કરને વિખેરી નાખીને નવી લાલ સેનાનું સંઘટન કરવાનું, સમાજવાદી નિર્માણકાર્ય શરૂ કરવાનું, અને આંતરિક પ્રતિક્રાંતિ તથા પરદેશી દખલબાજી વિરુદ્ધ આગામી સંઘર્ષ માટે તાકાત જમાવવાનું શક્ય બન્યું. એ નીતિએ શાંતિના સંઘર્ષને પ્રોત્સાહિત કર્યો અને સઘળા યુદ્ધરત દેશોમાં લશ્કર તેમ જ લોકસમુદાયોની અંદર ક્રાંતિકારી ભાવનાને વેગ આપ્યો. ૧૯૧૮ના નવેંબરની ૧૩મી તારીખે જર્મનીમાં નવેંબર ક્રાંતિ પછી રાજશાહીને ઉથલાવી પાડવામાં આવી ત્યારે અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિએ લૂંટારી બ્રેસ્ત સુલેહને રદ કરી નાખી. — પૃ. ૨૧

[18] અહીંયાં નિર્દેશ ઓત્ઝોવિસ્તો (રશિયન શબ્દ "ઓતોઝ્વાત" — પાછું ખેંચી લેવું — ઉપરથી) અને આખરીનામાવાદીઓ પ્રત્યે છે. તેમની સામેનો સંઘર્ષ ૧૯૦૮માં શરૂ કરવામાં આવ્યો હતો, અને ૧૯૦૯માં બોલ્શેવિકોની હરોળોમાંથી ઓત્ઝોવિસ્ત આગેવાન બોગ્દાનોવની હકાલપટ્ટીમાં પરિણમ્યો હતો. ઓત્ઝોવિસ્તોએ ક્રાંતિકારી સૂત્રોનો ઉપયોગ પડદા તરીકે કરીને માંગ ઉઠાવી હતી કે ત્રીજી દૂમામાંથી સામાજિક-લોકશાહીવાદી સભ્યોને પાછા ખેંચી લેવામાં આવે અને કાયદેસર સંગઠનોમાંની — ટ્રેડ યુનિયનો, સહકારી સંસ્થાઓ, વગેરેમાંની — પ્રવૃત્તિ બંધ કરી દેવામાં આવે. આખરીનામાવાદમાં ઓત્ઝોવિઝમનું જ બીજું રૂપ અંકિત થયું હતું. આખરીનામાવાદીઓ સમજતા નહોતા કે દૂમાના સામાજિક-લોકશાહીવાદી સભ્યોના સંબંધમાં ખંતીલું તથા મહેનતભર્યું કાર્ય જરૂરી છે, જેથી તેમને સુસંગત ક્રાંતિકારી સંસદસભ્યો બનાવી શકાય. તેમણે દરખાસ્ત કરી કે દૂમાના સામાજિક-લોકશાહીવાદ જૂથને આખરીનામું આપી દેવામાં આવે, તેમાં માગણી કરવામાં આવે કે તે પાર્ટીની કેંદ્રીય સમિતિના નિર્ણયોનું બરાબર પાલન કરે, અને સૂચનાનો અમલ ન થાય તો તેને દૂમામાંથી પાછું ખેંચી લેવામાં આવે. ૧૯૦૯ના જૂનમાં બોલ્શેવિક અખબાર 'પ્રાવદા'ના વિસ્તારિત સંપાદક મંડળનું સંમેલન ભરવામાં આવ્યું, અને તેના નિર્ણયમાં નિર્દેશ કરવામાં આવ્યો કે "બોલ્શેવિઝમ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની અંદર એક ચોક્કસ વહેણ અંકિત કરે છે અને ઓત્ઝોવિઝમ તથા આખરીનામાવાદ જોડે કશી જ સમાનતા નથી ધરાવતો", અને બોલ્શેવિકોને હાકલ કરવામાં આવી કે "ક્રાંતિકારી માર્ક્સવાદના માર્ગથી એવાં વિચલનોની સામે અત્યંત મક્કમ સંઘર્ષ લડવામાં આવે". — પૃ. ૨૧

[19] ૧૯૦૫ના ઑગસ્ટની છઠ્ઠી (ઓગણીસમી) તારીખના ઝારના ઘોષણાપત્રમાં દૂમાના ઉદ્‌ઘાટન સંબંધી તથા ચૂંટણીના સંચાલનની રીત સંબંધી કાનૂન નિરૂપિત કરવામાં આવ્યો હતો. ઝારે દૂમા સંબંધી ખરડો ઘડી કાઢવાની જવાબદારી ગૃહપ્રધાન બુલીગિનને સોંપી હતી એટલે દૂમાને બુલીગિન દૂમા કહેવામાં આવતી હતી. એ ખરડા મુજબ દૂમાને કાનૂનો ઘડવાનો અખત્યાર મુદ્દલ નહોતો, ઝારના આધિપત્ય હેઠળના સલાહકાર સંઘટન તરીકે કેવળ અમુક સવાલોની ચર્ચાવિચારણા કરવાની જ છૂટ હતી. બોલ્શેવિકોએ કામદારો તથા કિસાનોને બુલીગિન દૂમાના સક્રિય બહિષ્કારની

હાક્લ કરી, અને સમગ્ર ચળવળકાર્ય હથિયારબંધ વિદ્રોહ, ક્રાંતિકારી સેના, તથા કામચલાઉ ક્રાંતિકારી સરકારનાં સૂત્રો ઉપર કેંદ્રિત કર્યું. બોલ્શેવિકોએ બુલીગિન દૂમાના બહિષ્કારની ઝુંબેશનો ઉપયોગ સઘળાં ક્રાંતિકારી પરિબળોની જમાવટ માટે, લોકવ્યાપી રાજકીય હડતાલોના આયોજન માટે, અને હથિયારબંધ વિદ્રોહની તૈયારી માટે કર્યો. બુલીગિન દૂમાની ચૂંટણીઓ થઈ જ નહિ. તે ૧૯૦૫ના ઑક્ટોબરમાં જોર પકડતી ક્રાંતિ તથા અખિલ રૂસી રાજકીય હડતાલના જુવાળમાં તણાઈ ગઈ. — પૃ. ૨૧

[20] આ નિર્દેશ પ્રથમ રશિયન ક્રાંતિ દરમિયાન ૧૯૦૫ની અખિલ રૂસી ઑક્ટોબર રાજકીય હડતાલ પ્રત્યે છે. એ હડતાલમાં વીસ લાખથી વધારે માણસોએ ભાગ લીધો હતો, અને તેનું સંચાલન આપખુદશાહીનો ખાતમો, બુલીગિન દૂમાનો સક્રિય બહિષ્કાર, બંધારણસભા ભરવાનો બંદોબસ્ત, તથા લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપનાનાં સૂત્રોના આધારે કરવામાં આવ્યું હતું. અખિલ રૂસી રાજકીય હડતાલથી કામદાર વર્ગીય આંદોલનની તાકાત પ્રદર્શિત થઈ ગઈ અને કિસાનોની અંદર તેમ જ લશ્કર તથા નૌકાદળમાં ક્રાંતિકારી સંઘર્ષના વિકાસને પ્રવેગ મળ્યો. — પૃ. ૨૧

[21] **ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો** — એક પાર્ટી-વિરોધી જૂથ; ૧૯૧૮માં પાર્ટીની અંદર જ્યારે બ્રેસ્ત સુલેહ કરી લેવાના સવાલ વિશે ચર્ચા ચાલતી હતી ત્યારે આ જૂથ અસ્તિત્વમાં આવ્યું. ક્રાંતિકારી યુદ્ધ વિશેના ઉદ્દામવાદી વાણીવિલાસના પડદા હેઠળ રહીને "ઉગ્રવાદી કોમ્યુનિસ્ટોના" જૂથે સૈન્યહીન સોવિયેત પ્રજાસત્તાકને સામ્રાજ્યવાદી જર્મની સામે યુદ્ધમાં ધકેલી દેવાની અને એ રીતે સોવિયેત સત્તાને જોખમમાં મૂકવાની દુ:સાહસી નીતિની હિમાયત કરી. લેનિન અને તેમના સમર્થકોને જર્મની સાથે શાંતિ સંધિ કરવા સંબંધી નિર્ણયની મંજૂરી મેળવવાની અને એ રીતે નવોદિત સોવિયેત પ્રજાસત્તાકને તારાજીથી બચાવી લેવાની બાબતમાં કેંદ્રીય સમિતિની અંદર ત્રોત્સ્કી તથા "ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો" સામે આકરો સંઘર્ષ લડવો પડયો હતો. — પૃ. ૨૩

[22] **લેબરપંથીઓ** — બ્રિટિશ લેબર પાર્ટીના સભ્યો. લેબર પાર્ટીની સ્થાપના સંસદમાં લેબર સભ્યો ચૂંટી કાઢવાના ઉદ્દેશે સમાજવાદી સંગઠનો તથા

જૂથોનાં ટ્રેડ યુનિયનોના મંડળ — લેબર પ્રતિનિધિત્વ સમિતિ — તરીકે ૧૯૦૦માં થઈ હતી. તેણે ૧૯૦૬માં લેબર પાર્ટી નામ અપનાવ્યું. પાર્ટીની ફી ચૂકવતા સઘળા ટ્રેડ યુનિયન સભ્યો આપોઆપ પાર્ટીના સભ્યો બની ગયા. પાર્ટીની સ્થાપનાના વખતથી જ તેના આગેવાનોએ મૂડીદારોની જોડે વર્ગ સહયોગની નીતિ અપનાવી. લેબર પાર્ટીના આગેવાનોએ (આર્થર હેન્ડેર્સન તથા અન્ય) પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન (૧૯૧૪-૧૮) સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું અને રાજશાહીની સરકારમાં સામેલ થઈને કેટલાય કામદાર વિરોધી કાનૂનો (દેશના લશ્કરીકરણ સંબંધી, વગેરે) જાહેર કરવામાં તેને મદદ કરી. લેબર પાર્ટીના આગેવાનો ઘણી વાર પ્રધાનમંડળના અધ્યક્ષપદે રહ્યા છે. — પૃ. ૨૪

23 ઑક્ટોબરની ૨૬મી (નવેંબરની ૮મી) તારીખે સોવિયેતોની બીજી કૉંગ્રેસે શાંતિ સંબંધી ડિક્રી અપનાવી હતી. તેમાં કામદારો અને કિસાનોની સરકારે તમામ યુદ્ધરત રાષ્ટ્રો તથા તેમની સરકારોને ઇનસાફી તથા લોકશાહીવાદી સુલેહની વાટાઘાટો તત્કાળ શરૂ કરી દેવાની દરખાસ્ત કરી હતી. — પૃ. ૨૫

24 કેડેટો — રશિયામાં લિબરલ-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની અગ્રિમ પાર્ટી બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો. તેની સ્થાપના ૧૯૦૫ના ઑક્ટોબર માસમાં થઈ હતી અને તે મૂડીદાર વર્ગના, જમીનમાલિકોના, અને મૂડીવાદી બુદ્ધિજીવીઓના પ્રતિનિધિઓની બનેલી હતી. જનતાને છેતરવા માટે કેડેટો પોતાની પાર્ટીને "જનતાની આઝાદીની પાર્ટી" કહેવડાવતા, પરંતુ હકીકતમાં બંધારણીય રાજશાહીની માગણી કરવાથી આગળ તેઓ કદી ગયા જ નહોતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન કેડેટોએ ઝારશાહી સરકારની વિસ્તારવાદી વિદેશ નીતિને સક્રિય ટેકો આપ્યો અને ૧૯૧૭માં જ્યારે ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ શરૂ થઈ ત્યારે તેમણે રાજશાહીને બચાવી લેવાની કોશિશ કરી. કેડેટોએ મૂડીવાદી કામચલાઉ સરકારમાં મહત્ત્વનાં સ્થાનો મેળવી લઈને લોકવિરોધી પ્રતિક્રાંતિકારી નીતિ અમલમાં મૂકી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તેઓ સોવિયેત સત્તાના કટ્ટર દુશ્મનો બની ગયા અને બધી સશસ્ત્ર પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં તેમ જ દખલબાજોની ચડાઈઓમાં તેમણે ભાગ લીધો. — પૃ. ૨૬

25 **સૈદ્ધાંતિક વિરોધી દળ** — અરાજકતાવાદી-સંઘવાદી વિચારોની હિમાયત

કરનારા જર્મન "ઉગ્રવાદી" કોમ્યુનિસ્ટોનું જૂથ. ૧૯૧૯ના ઑક્ટોબરમાં હેઈડેલબેર્ગ ખાતે ભરવામાં આવેલી જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની બીજી કૉંગ્રેસે વિરોધી દળને પાર્ટીમાંથી કાઢી મૂક્યું હતું. દળના સભ્યોએ ૧૯૨૦ના એપ્રિલમાં કહેવાતી જર્મનીની કોમ્યુનિસ્ટ કામદાર પાર્ટી સ્થાપી હતી. જર્મનીમાં સામ્યવાદી શકિતઓનું એકીકરણ સાધવાના તેમ જ જર્મનીની કોમ્યુનિસ્ટ કામદાર પાર્ટીમાંનાં ઉત્તમ સર્વહારા વર્ગીય તત્ત્વોને આકર્ષી લેવાના ઉદ્દેશે વિરોધી દળને ૧૯૨૦ના નવેંબરમાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમાં અસ્થાયી આધારે તથા હમદર્દ સભ્ય તરીકેના અધિકારો આપીને દાખલ કરવામાં આવ્યું હતું. પરંતુ કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની કાર્યવાહક સમિતિએ જર્મનીની સંયુકત કોમ્યુનિસ્ટ પાર્ટીને જ એકમાત્ર સત્તાવાર વિભાગ તરીકે માન્યતા આપી હતી. જર્મનીની કોમ્યુનિસ્ટ કામદાર પાર્ટીના પ્રતિનિધિઓને કોમિન્ટર્નમાં એવી શરતે દાખલ કરવામાં આવ્યા હતા કે તેઓ સંયુકત કોમ્યુનિસ્ટ પાર્ટીમાં ભળી જાય અને તેની સમગ્ર પ્રવૃત્તિઓને ટેકો આપે. પરંતુ જર્મનીની કોમ્યુનિસ્ટ કામદાર પાર્ટીના આગેવાનોએ કોમિન્ટર્નની કાર્યવાહક સમિતિની એ સૂચનાનું પાલન ન કર્યું. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની ત્રીજી કૉંગ્રેસે (જૂન-જુલાઈ, ૧૯૨૧), હજુ જર્મનીની કોમ્યુનિસ્ટ કામદાર પાર્ટીને અનુસરતા કામદારોને આકર્ષી લેવાના પ્રયાસ તરીકે, એ પાર્ટીને કૉંગ્રેસ ભરવા તથા એકીકરણના સવાલનો નિવેડો આણવા માટે બે મહિનાનો સમય આપ્યો. પરંતુ એ પાર્ટીના આગેવાનોએ ત્રીજી કૉંગ્રેસના નિર્ણયને અમલમાં ન મૂક્યો અને એ રીતે તેઓ કોમિન્ટર્નથી અળગા થઈ ગયા. આગળ જતાં એ પાર્ટી અવનતિના પંથે સરકતી કામદાર વર્ગના ટેકા વગરના નાનકડા સંકુચિત જૂથમાં પલટાઈ ગઈ. — પૃ. ૨૬

26 **વોલાપ્યુક** — ૧૮૮૦માં જોહાન્ન શ્લેયેરે ઘડી કાઢેલી કૃત્રિમ ભાષા. — પૃ. ૨૯

27 **ત્રીજી, કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ** — જુદા જુદા દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓની એકતા સાધતું આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી સર્વહારા વર્ગીય સંગઠન. તે ૧૯૧૯થી ૧૯૪૩ સુધી અસ્તિત્વમાં રહ્યું હતું.

પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે બીજી ઈન્ટરનેશનલના તકવાદી આગેવાનો તરફથી સમાજવાદના દ્રોહને લીધે, અને બીજી ઈન્ટરનેશનલના

પતનને લીધે, કામદાર વર્ગીય આંદોલનમાં ફૂટ પડી ત્યાર બાદ ક્રાંતિકારી સર્વહારા વર્ગીય પાર્ટીઓ માટે ત્રીજી ઇન્ટરનેશનલમાં જોડાઈ જવાની બાબત ઐતિહાસિક આવશ્યકતા બની ગઈ.

ત્રીજી ઇન્ટરનેશનલની સ્થાપના ૧૯૧૯ના માર્ચમાં મોસ્કો ખાતે કોમિન્ટર્નની પ્રથમ કૉંગ્રેસમાં કરવામાં આવી હતી.

તેણે બધા દેશોના મહેનતકશ લોકો વચ્ચેના સંબંધો ફરી સ્થાપ્યા તથા મજબૂત બનાવ્યા, આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનમાંના તકવાદને ઉઘાડો પાડવામાં ફાળો આપ્યો, નવોદિત કોમ્યુનિસ્ટ પાર્ટીઓને મજબૂત બનાવી, અને આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનની રણનીતિ તથા કાર્યનીતિ ઘડી કાઢી.

૧૯૪૩ના મે માસમાં કોમિન્ટર્નની કાર્યવાહક સમિતિએ નોંધ લીધી કે કામદારોની એકતા સાધવાના એ સંગઠનાત્મક રૂપે ગત ઐતિહાસિક ગાળાની આવશ્યકતાઓ પૂરી કરી દીધી છે એટલે તેનું અસ્તિત્વ નિરર્થક બની ગયું છે, અને એ હકીકતના આધારે કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલના વિસર્જનનો નિર્ણય અપનાવ્યો. — પૃ. ૩૧

28 અહીંયાં નિર્દેશ ૧૮૯૫ની શરદમાં લેનિને સંગઠિત કરેલા **કામદાર વર્ગ મુક્તિ સંઘર્ષ સંઘ** પ્રત્યે છે. તેમાં સેંટ પિટર્સબર્ગનાં લગભગ વીસ માર્ક્સવાદી વર્તુળોની એકતા સાધવામાં આવી હતી, અને તેની પ્રવૃત્તિઓનું સંચાલન લેનિનની આગેવાની હેઠળ પાંચ સભ્યોનું કેંદ્રીય જૂથ કરતું હતું. સંગઠનને જિલ્લા જૂથોમાં વિભાજિત કરી નાખવામાં આવ્યું હતું, અને એ જૂથો બાબુશ્કિન, શેલ્ગુનોવ, વગેરે જેવા પ્રગતિશીલ તેમ જ રાજકીય જાગૃતિ ધરાવતા કામદારો મારફત કારખાનાં જોડે સંપર્ક જાળવતાં.

લેનિનના શબ્દોમાં, સેંટ પિટર્સબર્ગ કામદાર વર્ગ મુક્તિ સંઘર્ષ સંઘ, કામદાર વર્ગીય આંદોલન ઉપર આધાર રાખનારી તથા સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની આગેવાની કરનારી ક્રાંતિકારી પાર્ટીનું બીજાંકુર રૂપ અંકિત કરતો હતો. — પૃ. ૩૩

29 **ત્રુદોવિકો** — દૂમામાં નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓનું જૂથ. તેમાં કિસાનો તથા નરોદવાદી વલણ ધરાવતા બુદ્ધિજીવીઓ સામેલ હતા. — પૃ. ૩૪

[30] ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિથી લઈને ૧૯૧૯ના વર્ષ સહિતના ગાળામાં પાર્ટીની સભ્યસંખ્યામાં નીચે મુજબનાં પરિવર્તનો થયાં હતાં: રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના સાતમા (એપ્રિલ, ૧૯૧૭) અખિલ રૂસી સંમેલનના સમયે પાર્ટીના સભ્યોની સંખ્યા ૮૦૦૦૦ હતી; રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ની છઠ્ઠી કૉંગ્રેસના સમયે (જુલાઈ-ઑગસ્ટ, ૧૯૧૭) સભ્યોની સંખ્યા લગભગ ૨૪૦ ૦૦૦ હતી; રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની સાતમી કૉંગ્રેસના સમયે (માર્ચ, ૧૯૧૮) પાર્ટીમાં પૂરા ૩૦૦ ૦૦૦ સભ્યો હતા; અને રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની આઠમી કૉંગ્રેસના સમયે (માર્ચ, ૧૯૧૯) પાર્ટી ૩૧૩૭૬૬ સભ્યો ધરાવતી હતી. — પૃ. ૩૬

[31] અહીંયાં નિર્દેશ "પાર્ટી સપ્તાહ" પ્રત્યે છે. તેનું આયોજન રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની આઠમી કૉંગ્રેસે પાર્ટીની સભ્યસંખ્યા વધારવા અંગે અપનાવેલા નિર્ણય મુજબ કરવામાં આવ્યું હતું. પાર્ટી સપ્તાહની પ્રવૃત્તિ એવા સમયે હાથમાં લેવામાં આવી હતી કે જ્યારે સોવિયેત જનતા પરદેશી લશ્કરી દખલબાજો તેમ જ આંતરિક પ્રતિક્રાંતિકારીઓની સામે કારમો સંઘર્ષ લડી રહી હતી. ૧૯૧૯ના ઑગસ્ટથી નવેંબર દરમિયાન જુદાં જુદાં પાર્ટી સંગઠનોમાં આયોજવામાં આવેલાં પાર્ટી સપ્તાહોના પરિણામે માત્ર રશિયન ફેડરેશનના યુરોપીય હિસ્સાના જ ૩૮ ગુબેર્નિયાઓમાં ૨૦૦ ૦૦૦થી વધારે માણસો પાર્ટીમાં જોડાઈ ગયા. તેમાં અરધાથી વધારે ઔદ્યોગિક કામદારો હતા. મોરચે લશ્કરના તથા નૌકાદળના માણસોમાંથી લગભગ ચોથા ભાગના પાર્ટીમાં જોડાઈ ગયા. લેનિને લખ્યું કે આવી મુશ્કેલ વેળાએ પાર્ટીમાં જોડાતા કામદારો તથા કિસાનો "ક્રાંતિકારી સર્વહારા વર્ગ તથા મહેનતકશ કિસાનોની આગેવાની કરવા શકિતમાન સર્વોત્તમ તેમ જ વધારેમાં વધારે ભરોસેદાર પાર્ટી કાર્યકરો છે". — પૃ. ૩૬

[32] બંધારણસભા ૧૯૧૮ના જાન્યુઆરીની પાંચમી તારીખે ભરવામાં આવી હતી. ચૂંટણીનું સંચાલન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પહેલાં તૈયાર થયેલી યાદીઓ મુજબ કરવામાં આવ્યું હતું, અને રાજ્યનું સુકાન મૂડીદાર

વર્ગના હાથમાં હતું ત્યારે પરિબળોના પારસ્પરિક સંબંધોની જે સ્થિતિ હતી તે બંધારણસભાની સંઘટનામાં પ્રતિબિંબિત થઈ હતી. એ રીતે, સોવિયેત સત્તાની તરફેણ કરતી જનતાની વિશાળ બહુસંખ્યા બંધારણસભાની સમાજવાદી-ક્રાંતિકારી તથા મેન્શેવિક તથા કેડેટ બહુમતીની, મૂડીદાર વર્ગ તથા જમીનદારોનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતી બહુમતીની, નીતિઓની વિરુદ્ધ હતી. બંધારણસભાએ 'મહેનતકશ તથા શોષિત લોકોના અધિકારોની ઘોષણા' અંગે ચર્ચાવિચારણા કરવાનો, તેમ જ સોવિયેતોની બીજી કૉંગ્રેસની શાંતિ, જમીન, તથા સોવિયેતોને સત્તાની સોંપણી સંબંધી ડિક્રીઓને બહાલી આપવાનો, ઇનકાર કરી દીધો એટલે, અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિના ૧૯૧૮ના જાન્યુઆરીની છઠ્ઠી (ઓગણીસમી) તારીખના નિર્ણય મુજબ, તેને વિખેરી નાખવામાં આવી. — પૃ. ૪૧

[33] જુઓ એંગેલ્સનો ૧૮૫૮ના ઑક્ટોબરની ૭મી તારીખનો માર્ક્સને લખેલો પત્ર. — પૃ. ૪૨

[34] **સમહિત જૂથ** — ૧૯૦૭માં અંતિમ રૂપ ધારણ કરનારું સામ્રાજ્યવાદી સત્તાઓનું (બ્રિટન, ફ્રાંસ, અને રશિયા) જૂથ. તેનું લક્ષ્ય ત્રિપુટી એકસંપીના (જર્મની, ઑસ્ટ્રિયા-હંગેરી, અને ઇટાલી) સામ્રાજ્યવાદીઓનો સામનો કરવાનું હતું. તેનું નામ ૧૯૦૪ના અંગ્રેજ-ફ્રેંચ કરાર સમહિત સુમેળ ઉપરથી પડ્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન અમેરિકા, જાપાન, તથા બીજા દેશો સમહિત જૂથમાં જોડાઈ ગયા. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી એ જૂથના મુખ્ય સામેલગીરોએ — બ્રિટન, ફ્રાંસ, અમેરિકા, તથા જાપાને — સોવિયેત દેશની વિરુદ્ધ દખલબાજી ઉશ્કેરી તથા આયોજી હતી અને તેમનાં લશ્કરો તેમાં સીધી રીતે સંડોવાયેલાં હતાં. — પૃ. ૪૪

[35] **વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘ** — ૧૯૦૫માં અમેરિકામાં સ્થાપવામાં આવેલું કામદાર સંગઠન. તેમાં જુદા જુદા કામધંધાઓના મુખ્યત્વે અણઘડ અને સાવ ઓછું વેતન મેળવનારા કામદારોને સંગઠિત કરવામાં આવ્યા હતા. વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘે કેટલીય સફળ વ્યાપક હડતાલોનું સંચાલન

કર્યું હતું અને અમેરિકી કામદાર સંઘના સુધારાવાદી આગેવાનો તથા મવાળપંથી સમાજવાદીઓની વર્ગ સહયોગની નીતિ સામે લડત ચલાવી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન એ સંગઠને અમેરિકી કામદાર વર્ગનાં કેટલાંય યુદ્ધ વિરોધી વ્યાપક કદમોમાં ભાગ લીધો હતો. વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘના કેટલાક આગેવાનોએ (વિલિયમ હેવૂડ તથા અન્ય) ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિને વધાવી લીધી હતી અને તેઓ અમેરિકાની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયા હતા. પરંતુ વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘની પ્રવૃત્તિઓમાં અરાજકતાવાદી-સંઘવાદી વૃત્તિઓએ દેખા દીધી: તેણે સર્વહારા વર્ગના રાજકીય સંઘર્ષની આવશ્યકતાને નકારી કાઢી, અમેરિકી કામદાર સંઘના ટ્રેડ યુનિયન સભ્યોની અંદર પ્રવૃત્તિ ચલાવવાનો ઇનકાર કર્યો, વગેરે. આગળ જતાં વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘ અવનતિના પંથે સરકતો સંકુચિત સંગઠનમાં પલટાઈ ગયો અને કામદાર વર્ગીય આંદોલનમાં તેની અસર સાવ ખતમ થઈ ગઈ. — પૃ. ૪૪

36 ૧૯૧૮ના ડિસેંબરની ૩૦મી તારીખે જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીની કૉંગ્રેસમાં રાષ્ટ્રીય પરિષદની ચૂંટણીઓમાં ભાગ લેવાના સવાલ અંગે ચર્ચાવિચારણા થઈ હતી. કાર્લ લીબ્કનેખ્ત અને રોઝા લુક્ઝેમ્બુર્ગે ચૂંટણીઓમાં ભાગ લેવાની હિમાયત કરી હતી અને ભારપૂર્વક જણાવ્યું હતું કે લોકસમુદાયોની અંદર ક્રાંતિકારી સૂત્રોના પ્રસાર માટે સંસદીય મંચનો ઉપયોગ જરૂરી છે. કૉંગ્રેસમાં બહુમતીએ ચૂંટણીઓમાં ભાગ લેવાનો વિરોધ કર્યો અને એ મુજબનો નિર્ણય અપનાવ્યો. — પૃ. ૪૭

37 ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૬મી (નવેંબરની ૮મી) તારીખે સોવિયેતોની બીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં જમીન સંબંધી ડિક્રી અપનાવવામાં આવી હતી. એ ડિક્રી મુજબ રશિયામાં મોટી જમીનદારીઓ ખતમ કરી નાખવામાં આવી અને જમીન કિસાનોને સુપરત કરી દેવામાં આવી. જમીન સંબંધી ડિક્રીમાં ૨૪૨ સ્થાનિક કિસાન આદેશો ઉપર આધારિત 'જમીન સંબંધી કિસાન આદેશ' અને સમાજવાદી-ક્રાંતિકારીઓનું "સમાન ખેડહક"નું સૂત્ર સામેલ હતાં. બોલ્શેવિકોએ અગાઉ એ સૂત્રનો વિરોધ કેમ કરેલો અને હવે તેને સ્વીકારવાનું શક્ય કેમ ગણ્યું છે તેનો ખુલાસો કરતાં લેનિને જણાવ્યું: "લોકશાહીવાદી સરકાર તરીકે આપણે લોકસમુદાયોના નિર્ણય

જોડે સહમત ન હોઈએ તોપણ તેને અવગણી ન શકીએ. કિસાનો અનુભવની કસોટી દરમિયાન, ડિક્રીને વાસ્તવમાં લાગુ કરતી વેળા, તેના સ્થાનિક અમલ દરમિયાન, આપમેળે સમજી જશે કે સત્ય કઈ તરફ છે."—પૃ. ૫૬

[38] **ઈટાલિયન સમાજવાદી પાર્ટી**ની સ્થાપના ૧૮૯૨માં થઈ હતી અને છેક આરંભથી જ તેની અંદર બે વહેણો—તકવાદી અને ક્રાંતિકારી—વચ્ચેનો ઉગ્ર વૈચારિક સંઘર્ષ ચાલુ થઈ ગયો હતો. ૧૯૧૨ની રેગિઓ-એમિલિયા કૉંગ્રેસમાં યુદ્ધને તેમ જ સરકારો તથા મૂડીદાર વર્ગ જોડે સહયોગના ધોરણને ટેકો આપનારા એકદમ ઉઘાડા સુધારાવાદીઓને (ઈવાનોએ બોનોમી, લેઓનિદા બિસ્સોલાતી, તથા અન્ય) ઉદ્દામપંથીઓના દબાણના પરિણામે પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યા. પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યાર પછી અને ઈટાલી તેમાં સામેલ થયું તે પહેલાં ઈટાલિયન સમાજવાદી પાર્ટીએ આવું સૂત્ર રજૂ કર્યું હતું: "યુદ્ધની વિરુદ્ધ તટસ્થતાની તરફેણમાં!" ૧૯૧૪ના ડિસેંબરમાં, મૂડીદાર વર્ગની સામ્રાજ્યવાદી નીતિ તથા યુદ્ધને ટેકો આપનારા ભાગેડુઓના (બેનિટો મુસ્સોલિની સમેત) જૂથને પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યું. ૧૯૧૫ના મે માસમાં ઈટાલી સમહિત જૂથના પક્ષે યુદ્ધમાં સામેલ થઈ ગયું ત્યારે ઈટાલિયન સમાજવાદી પાર્ટીમાં ત્રણ સ્પષ્ટ વહેણોનો ઉદ્‌ભવ થયો: ૧) મવાળ પાંખ—તેણે યુદ્ધમાં મૂડીદાર વર્ગને મદદ કરી; ૨) મધ્યવર્તી પાંખ—તેણે પાર્ટીના મોટા ભાગના સભ્યોની એકતા સાધી અને આવું સૂત્ર રજૂ કર્યું: "યુદ્ધમાં ભાગ પણ ન લેવો અને ભંગાણ પણ ન પાડવું"; અને ૩) ઉદ્દામ પાંખ—તેણે યુદ્ધની વિરુદ્ધ મક્કમ ધોરણ લીધું પરંતુ એ દિશાનો સુસંગત સંઘર્ષ તે સંગઠિત ન કરી શકી. ઉદ્દામ પાંખ સમજી ન શકી કે સામ્રાજ્યવાદી યુદ્ધને આંતરવિગ્રહમાં પલટાવી નાખવાનું અને સુધારાવાદીઓથી અળગા થઈ જવાનું આવશ્યક છે. રશિયામાં ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ થઈ ત્યાર બાદ ઈટાલિયન સમાજવાદી પાર્ટી વધારે મજબૂત બની, અને ૧૯૧૯ના ઑક્ટોબરની પાંચથી આઠ તારીખ દરમિયાન બોલોગ્ના ખાતે ભરવામાં આવેલી સોળમી પાર્ટી કૉંગ્રેસે ત્રીજી ઇન્ટરનેશનલમાં જોડાઈ જવાનો નિર્ણય અપનાવ્યો. ઈટાલિયન સમાજવાદી પાર્ટીના પ્રતિનિધિઓએ કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કૉંગ્રેસમાં ભાગ લીધો

હતો. કૉંગ્રેસ પછી પ્રતિનિધિમંડળના અધ્યક્ષ મધ્યમપંથી ગિઆસિન્તો સેરાતીએ સુધારાવાદીઓથી અળગા થઈ જવાના ધોરણનો વિરોધ જાહેર કર્યો. ૧૯૨૧ના જાન્યુઆરીમાં લિવોર્નો ખાતે ભરાયેલી સત્તરમી પાર્ટી કૉંગ્રેસમાં મધ્યમપંથી બહુમતીએ સુધારાવાદીઓથી અળગા થઈ જવાનો તેમ જ ત્રીજી ઇન્ટરનેશનલમાં જોડાવાટની સઘળી શરતો સ્વીકારવાનો ઇનકાર કર્યો. ૧૯૨૧ના જાન્યુઆરીની ૨૧મી તારીખે ઉદ્દામપંથી ડેલિગેટો કૉંગ્રેસમાંથી જતા રહ્યા અને તેમણે ઇટાલીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી.—પૃ. ૫૭

[39] **બ્લાંકીપંથીઓ**—ફ્રેંચ સમાજવાદી આંદોલનની અંદરનું એક વહેણ. તેનો આગેવાન નામાંકિત ક્રાંતિકારી અને ફ્રેંચ તરંગી સામ્યવાદનો જાણીતો પ્રતિનિધિ લૂઈ આઉગુસ્ટ બ્લાંકી (૧૮૦૫-૮૧) હતો. બ્લાંકીપંથીઓ અપેક્ષા રાખતા હતા કે "માનવજાતિને રોજી-ગુલામીથી મુકિત સર્વહારા વર્ગસંઘર્ષ મારફત નહિ પરંતુ બુદ્ધિજીવીઓની નાનકડી લઘુસંખ્યાએ ઘડી કાઢેલા કાવતરા મારફત મળશે" (વ્લા. ઇ. લેનિન). ક્રાંતિકારી પાર્ટીની પ્રવૃત્તિને બદલે કાવતરાખોરોના જૂથનાં કૃત્યોને પસંદગી આપતા બ્લાંકીપંથીઓએ લોકસમુદાયો જોડે સંપર્કો સ્થાપવાના કાર્યની અવગણના કરી અને લોકવ્યાપી ક્રાંતિકારી આંદોલનની આવશ્યકતાને સમજવાની અશકિત જાહેર કરી.—પૃ. ૫૯

[40] **રાષ્ટ્રસંઘ**—બે વિશ્વયુદ્ધો દરમિયાન અસ્તિત્વમાં રહેલી આંતરરાષ્ટ્રીય સંઘટના. તેની સ્થાપના પ્રથમ વિશ્વયુદ્ધના વિજેતા દેશોના પૅરિસ શાંતિ સંમેલનમાં ૧૯૧૯માં થઈ હતી. તેની કામગીરીનો આરંભ ૧૯૨૦માં થયો હતો. ૧૯૧૯ની વેર્સાલ્સ સંધિમાં સમાવિષ્ટ તેના ખતપત્રમાં ૪૪ રાજ્યોના પ્રતિનિધિઓએ સહી કરી હતી. ૧૯૨૦-૨૧ દરમિયાન સોવિયેત રાજ્યની વિરુદ્ધ લશ્કરી દખલબાજીનું આયોજન કરનારાં કેંદ્રોમાં રાષ્ટ્રસંઘ સામેલ હતો.—પૃ. ૬૨

[41] અહીંયાં નિર્દેશ એંગેલ્સના ૧૮૮૬ના નવેંબરની ૨૯મી તારીખના ઝોર્ગેને સંબોધિત પત્રના એક ફકરા પ્રત્યે છે. તેમાં એંગેલ્સે અમેરિકામાં જર્મન સામાજિક-લોકશાહીવાદી વિદેશવાસીઓની સંકુચિત પ્રકારની પ્રવૃત્તિઓની

ટીકા કરી હતી અને લખ્યું હતું કે તેમની નજરમાં સિદ્ધાંત તો "પ્રવૃત્તિનો માર્ગદર્શક નહિ પરંતુ શ્રદ્ધાની બાબત" છે. — પૃ. ૬૪

[42] ચેર્નિશેવ્સ્કીએ કેરીના 'સંઘની વિદેશ તથા આંતરિક નીતિ અને તેની અસરના સંબંધમાં પ્રમુખને પત્રો' નામે પુસ્તકના અવલોકનમાં લખ્યું હતું: "ઈતિહાસનો પંથ નેવ્સ્કી તરુમાર્ગની પગથી નથી, તે પૂરેપૂરો ક્યારેક ધૂળિયા તો ક્યારેક કાદવિયા વિસ્તારોમાં, ક્યારેક કળણો તો ક્યારેક ગાઢ વનોમાં, થઈને જાય છે. જેને ધૂળથી મેલા થઈ જવાની અને પગરખાં ગંદાં થઈ જવાની બીક લાગતી હોય તેણે સામાજિક પ્રવૃત્તિઓમાં ભાગ ન લેવો જોઈએ." — પૃ. ૬૪

[43] અહીંયાં નિર્દેશ ઝિમ્મરવાલ્ડ અને કિયેન્થાલ (સ્વિટ્ઝરલૅંડ) ખાતે ભરાયેલાં આંતરરાષ્ટ્રીય સમાજવાદી સંમેલનો પ્રત્યે છે.

**ઝિમ્મરવાલ્ડ સંમેલન, અથવા પ્રથમ આંતરરાષ્ટ્રીય સંમેલન**, ૧૯૧૫ના સપ્ટેંબરની પાંચથી આઠ તારીખ દરમિયાન ભરવામાં આવ્યું હતું.

**કિયેન્થાલ, અથવા બીજું આંતરરાષ્ટ્રીય સંમેલન**, ૧૯૧૬ના એપ્રિલની ૨૪થી ૩૦ તારીખ દરમિયાન ભરવામાં આવ્યું હતું.

બેઉ સંમેલનોએ આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદીઓની અંદરનાં ઉદ્દામ તત્ત્વોની વૈચારિક એકતા માર્ક્સવાદ-લેનિનવાદના આધારે સાધવામાં ફાળો આપ્યો હતો. એ તત્ત્વોએ આગળ જતાં પોતપોતાના દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓની રચનામાં તેમ જ ત્રીજી, કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સ્થાપનામાં સક્રિય ભાગ ભજવ્યો હતો. — પૃ. ૬૫

[44] **ક્રાંતિકારી સામ્યવાદીઓ** — ૧૯૧૮ના જુલાઈમાં ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓના બળવા પછી તેમની પાર્ટીમાંથી અળગું થઈ ગયેલું જૂથ. ૧૯૧૮ના સપ્ટેંબરમાં એ જૂથે "ક્રાંતિકારી સામ્યવાદની પાર્ટી" સ્થાપી. એ પાર્ટીએ રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની જોડે સહકારની હિમાયત કરી અને સોવિયેત સત્તાને ટેકો આપવાની જાહેરાત કરી. "ક્રાંતિકારી સામ્યવાદીઓએ" સ્વીકાર કર્યો કે સોવિયેત સત્તા સમાજવાદી પદ્ધતિની સ્થાપનાના પૂર્વસંજોગો પેદા કરે છે, પરંતુ મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના ગાળા દરમિયાન સર્વહારા વર્ગની સરમુખત્યારીની

આવશ્યકતાને તેમણે નકારી કાઢી. કોમિન્ટર્નની બીજી કૉંગ્રેસમાં નિર્ણય અપનાવવામાં આવ્યો કે દરેક દેશમાં એક જ કોમ્યુનિસ્ટ પાર્ટી હોવી જોઈએ. કોમિન્ટર્નના એવા નિર્ણય પછી ૧૯૨૦ના સપ્ટેંબરમાં "ક્રાંતિકારી સામ્યવાદની પાર્ટીએ" રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)માં જોડાઈ જવાનો ફેંસલો કર્યો. — પૃ. ૬૫

45 **ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ** (આંતરરાષ્ટ્રવાદીઓ) — તેમણે ૧૯૧૭ના નવેંબરની ૧૯-૨૮ (ડિસેંબરની ૨-૧૧) તારીખોએ ભરવામાં આવેલી પોતાની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસમાં પાર્ટીની સ્થાપના કરી. તે પહેલાં તેઓ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની (જુઓ ટિપ્પણી ૩) અંદર ઉદ્દામ પાંખનું પ્રતિનિધિત્વ કરતા હતા. સોવિયેતોની બીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ કાર્યસૂચિના સઘળા મુખ્ય સવાલોના સંબંધમાં બોલ્શેવિકોની સાથે મળીને મત આપ્યા હતા, પરંતુ તેમને સરકારમાં જોડાઈ જવાની બોલ્શેવિકોએ કરેલી દરખાસ્ત સ્વીકારવાનો તેમણે ઇનકાર કર્યો. લાંબી દુવિધાઓ પછી અને કિસાનોની અંદર પોતાની અસર જાળવી રાખવાના પ્રયાસ તરીકે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ બોલ્શેવિકોની જોડે સમજણ કરી લીધી, અને તેમને લોક કમિસારિયતો હેઠળ કેટલાંય મંડળોમાં નીમવામાં આવ્યા. ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ બોલ્શેવિકોની જોડે સહકારમાં કાર્ય કરતા હોવા છતાં સમાજવાદના નિર્માણને લગતા મૂળભૂત સવાલો અંગે મતભેદ ધરાવતા હતા અને સર્વહારા વર્ગની સરમુખત્યારીનો વિરોધ કરતા હતા. ૧૯૧૮ના જાન્યુઆરી-ફેબ્રુઆરી દરમિયાન ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની કેંદ્રીય સમિતિએ બ્રેસ્ત શાંતિ સંધિની કામગીરી વિરુદ્ધ ઝુંબેશ ચલાવી, અને સંધિ થઈ ગઈ તથા ૧૯૧૮ના માર્ચમાં સોવિયેતોની ચોથી કૉંગ્રેસે તેને બહાલી આપી ત્યારે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ લોક કમિસાર પરિષદમાંથી નીકળી ગયા પરંતુ તેમણે લોક કમિસારિયતો હેઠળનાં મંડળો તથા સ્થાનિક સંઘટનોનાં પદો પર કાર્ય ચાલુ રાખ્યું. ગ્રામવિસ્તારોમાં સમાજવાદી ક્રાંતિના વિકાસના પરિણામે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની અંદર સોવિયેત વિરોધી લાગણીઓ વધારે જોરદાર બની ગઈ. તેમની કેંદ્રીય સમિતિએ સોવિયેત રશિયા અને જર્મની વચ્ચે જંગ ઉશ્કેરવાના આશયે ૧૯૧૮ના જુલાઈમાં મોસ્કોમાં જર્મન રાજદૂતની હત્યાનું કારસ્તાન કર્યું, અને

સોવિયેત સત્તા વિરુદ્ધ બળવો કર્યો. બળવાને દબાવી દેવામાં આવ્યો, અને સોવિયેતોની પાંચમી અખિલ રૂસી કોંગ્રેસે નિર્ણય લીધો કે એ પાર્ટીના આગેવાનોના વિચારો જોડે સહમત હોય એવા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓને સોવિયેતોમાંથી હાંકી કાઢવામાં આવે. — પૃ. ૬૫

46 ૧૯૧૪-૧૮ના પ્રથમ વિશ્વયુદ્ધનો અંત અંકિત કરતી **વેર્સાલ્સની સંધિ** ૧૯૧૯ના જૂનની ૨૮મી તારીખે એક તરફ અમેરિકા, બ્રિટિશ સામ્રાજ્ય, ફ્રાંસ, ઇટાલી, જાપાન, તથા તેમની જોડે મળી ગયેલા બીજા દેશો અને બીજી તરફ જર્મની વચ્ચે થઈ હતી.

વેર્સાલ્સની સંધિની મુલવણી કરતાં લેનિને લખ્યું: "એ સંધિ અજોડ અને ધાડપાડુ સંધિ છે, તેણે અત્યંત સભ્ય લોકો સમેત કરોડો ઇન્સાનોને ગુલામોમાં પલટાવી નાખ્યા છે." એ સંધિના પરિણામે વિજેતા દેશોની તરફેણમાં મૂડીવાદી દુનિયાનું નવેસરથી વિભાજન થયું અને દેશો વચ્ચેના સંબંધોની એવી પદ્ધતિ સ્થપાઈ કે જેનું લક્ષ્ય સોવિયેત રશિયાને ગૂંગળાવી નાખવાનું તેમ જ આખી દુનિયામાં ક્રાંતિકારી આંદોલનને ખતમ કરી નાખવાનું હતું. — પૃ. ૬૮

47 **બ્રિટિશ સમાજવાદી પાર્ટીની** સ્થાપના સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજાં સમાજવાદી જૂથોના એકીકરણના પરિણામે ૧૯૧૧માં માંચેસ્ટર ખાતે થઈ હતી. બ્રિટિશ સમાજવાદી પાર્ટી માર્ક્સવાદી વિચારોનો પ્રસાર કરતી, તે "તકવાદી નહોતી અને ઉદારવાદીઓથી ખરેખર સ્વતંત્ર હતી" (વ્લા. ઇ. લેનિન). પરંતુ તેના સભ્યોની સંખ્યા નાની હોવાથી અને લોકસમુદાયો સાથેના તેના સંબંધો નબળા હોવાથી તેનું સ્વરૂપ અમુક પ્રમાણમાં સંકુચિત પ્રકારનું રહ્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદીઓ (વિલિયમ ગૅલેહર, આલ્બર્ટ ઇંકપિન, જોન મેક્લીન, થિયોડોર રોથ્સ્ટાઇન, વગેરે) અને હીન્ડમાનની આગેવાની હેઠળના સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ વચ્ચે કારમો સંઘર્ષ થયો. આંતરરાષ્ટ્રવાદી વહેણની અંદર અસંગત તત્ત્વો હતાં અને તેમણે કેટલાક સવાલો અંગે મધ્યમપંથી ધોરણો લીધાં. ૧૯૧૬ના એપ્રિલમાં સાલફોર્ડ ખાતે ભરવામાં આવેલા બ્રિટિશ સમાજવાદી પાર્ટીના વાર્ષિક સંમેલને હીન્ડમાન તથા તેના અનુયાયીઓના સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણને વખોડી કાઢ્યું અને તેઓ પાર્ટી છોડીને જતા રહ્યા.

બ્રિટિશ સમાજવાદી પાર્ટીએ રશિયાની ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિને વધાવી લીધી હતી, અને વિદેશી દખલબાજોની વિરુદ્ધ સોવિયેત રશિયાના સમર્થનમાં બ્રિટિશ મહેનતકશ લોકોની ઝુંબેશમાં તેના સભ્યોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ૧૯૧૯માં પાર્ટીનાં સંગઠનોની ભારે મોટી બહુમતીએ (૯૮ની વિરુદ્ધ ૪) કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલમાં જોડાઈ જવાની તરફેણમાં જાહેરાત કરી. બ્રિટિશ સમાજવાદી પાર્ટી અને સામ્યવાદી એકતા જૂથ મળીને ગ્રેટ બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીનો કેંદ્રભાગ બની રહ્યાં. ૧૯૨૦માં ભરવામાં આવેલી પ્રથમ (એકતા) કૉંગ્રેસમાં વિશાળ બહુસંખ્યાનાં સ્થાનિક સંગઠનો કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયાં. — પૃ. ૭૧

48 **સમાજવાદી કામદાર પાર્ટી** — સામાજિક-લોકશાહીવાદી ફેડરેશનમાંથી અળગા થઈ ગયેલા મુખ્યત્વે સ્કોટલૅંડવાસી ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓના જૂથે ૧૯03માં સ્થાપેલું ક્રાંતિકારી માર્ક્સવાદી સંગઠન.

**દક્ષિણ વેલ્સ સમાજવાદી મંડળ** — મોટે ભાગે ક્રાંતિકારી વેલ્શ કોલસા ખાણિયાઓનું બનેલું નાનકડું જૂથ. મંડળની સ્થાપના પહેલાં ખાણ ઉદ્યોગમાં સુધારો આણવા માટેનું આંદોલન થયું હતું જે પ્રથમ વિશ્વયુદ્ધની પૂર્વવેળાએ ખાસ જોરદાર બની ગયું હતું.

**કામદાર સમાજવાદી ફેડરેશન** — ૧૯૧૮ના મે માસમાં મહિલા મતાધિકાર લીગમાંથી ઉદ્‌ભવ પામેલું નાનકડું સંગઠન. તેમાં મુખ્યત્વે સ્ત્રીઓ સામેલ હતી.

૧૯૨૦ના જુલાઈની ૩૧મી અને ઑગસ્ટની પહેલી તારીખે ભરવામાં આવેલી ઉદ્‌ઘાટન કૉંગ્રેસમાં ગ્રેટ બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ ત્યારે પાર્ટીના કાર્યક્રમમાં સંસદીય ચૂંટણીઓમાં ભાગ લેવા સંબંધી તેમ જ લેબર પાર્ટી જોડે સંકળાઈ જવા સંબંધી કલમ સામેલ હોવાથી ઉપરોકત સંગઠનો પાર્ટીમાં ન જોડાયાં, અને એ રીતે તેમણે સંકુચિત વૃત્તિની ભૂલ કરી. પરંતુ ૧૯૨૧ના જાન્યુઆરીમાં દક્ષિણ વેલ્સ સમાજવાદી મંડળ તથા કામદાર સમાજવાદી ફેડરેશને — તેમણે એ વખત સુધીમાં 'કોમ્યુનિસ્ટ પાર્ટી (ત્રીજી ઇન્ટરનેશનલનો બ્રિટિશ વિભાગ)' માન ધારણ કરી લીધું હતું — ગ્રેટ બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટી જોડે એકતા સાધી લીધી. સમાજવાદી લેબર પાર્ટીના આગેવાનોએ ગ્રેટ બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં ભળી જવાનો ઇનકાર કરી દીધો. — પૃ. ૭૧

[49] **કામદાર અભયનૌકા** ૧૯૧૪ના માર્ચથી ૧૯૨૪ના જૂન દરમિયાન લંડનમાં પ્રગટ થતું રહ્યું હતું. ૧૯૧૭ના જુલાઈ સુધી તેનું નામ **મહિલા અભયનૌકા** હતું. ૧૯૧૮માં કામદાર સમાજવાદી ફેડરેશનની સ્થાપના થઈ ત્યારે તે ફેડરેશનનું મુખપત્ર બની ગયું. — પૃ. ૭૧

[50] અહીંયાં નિર્દેશ ૧૯૧૭ના ઑગસ્ટમાં સર્વોચ્ચ સેનાધિપતિ ઝારશાહી જનરલ કોર્નીલોવની આગેવાની હેઠળ મૂડીદાર વર્ગ તથા જમીનદારોના બળવા પ્રત્યે છે. બળવાખોરોની નેમ પેત્રોગ્રાદ કબજે કરી લેવાની, બોલ્શેવિક પાર્ટીને ખતમ કરી નાખવાની, સોવિયેતોને વિખેરી નાખવાની, લશ્કરી સરમુખત્યારી સ્થાપવાની, અને ફરી રાજશાહી સ્થાપવાની તૈયારીઓ કરવાની હતી.

બળવો ઑગસ્ટની ૨૫મી (સપ્ટેંબરની ૭મી) તારીખે શરૂ થયો હતો. કોર્નીલોવે ત્રીજી હયદળ ટુકડીને પેત્રોગ્રાદ ઉપર હુમલો કરવા રવાના કરી દીધી. ત્યાં કોર્નીલોવનાં પ્રતિક્રાંતિકારી સંગઠનો ઉઠાવની તૈયારી કરી રહ્યાં હતાં.

કોર્નીલોવના બળવાને બોલ્શેવિક પાર્ટીની આગેવાની હેઠળ કામદારો તથા કિસાનોએ દબાવી દીધો. લોકસમુદાયોના દબાણના પરિણામે કામચલાઉ સરકારને કોર્નીલોવ તથા તેના મળતિયાઓની ગિરફતારીનો તેમ જ તેમની ઉપર મુકદ્દમો ચલાવવાનો હુકમ છોડવો પડયો. — પૃ. ૯૦

[51] અહીંયાં નિર્દેશ પ્રત્યાઘાતી જર્મન લશ્કરવાદીઓએ આયોજેલા લશ્કરી-રાજશાહીવાદી કારસ્તાન, "કાપ્પ બંડ", પ્રત્યે છે. તેની આગેવાની રાજશાહીવાદી જમીનદાર કાપ્પ અને જનરલો લુડેનડોર્ફ, સીક્ટ, તથા લૂટવિત્સે કરી હતી. બંડખોરો તરફથી કરવામાં આવેલી કારસ્તાનની તૈયારીઓના સંબંધમાં સામાજિક-લોકશાહીવાદી સરકારે તદ્દન આંખમિચામણાં કર્યાં હતાં. ૧૯૨૦ના માર્ચની ૧૩મી તારીખે બંડખોર જનરલોએ બર્લિન ઉપર હુમલો કરવા લશ્કરો મોકલ્યાં, અને સરકાર તરફથી કોઈ જાતનો સામનો ન થયો એટલે લશ્કરી સરમુખત્યારી જાહેર કરી દીધી. જર્મન કામદારોએ કારસ્તાનનો જવાબ સામાન્ય હડતાલ પાડીને આપ્યો. સર્વહારા વર્ગના દબાણના પરિણામે કાપ્પ સરકારને માર્ચની ૧૭મી તારીખે ઉથલાવી પાડવામાં આવી, અને મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓ ફરી સત્તાસ્થાને આવી ગયા. — પૃ. ૯૦

[52] **ડ્રાઈફસ મુકદ્દમો** — ૧૮૯૪માં ફ્રેંચ લશ્કરવાદીઓનાં પ્રત્યાઘાતી-રાજશાહીવાદી વર્તુળોએ ફ્રેંચ જનરલ સ્ટાફના યહૂદી અફસર ડ્રાઇફસની ઉપર ચલાવેલો ઉશ્કેરણીખોર મુકદ્દમો. ડ્રાઇફસની ઉપર જાસૂસી તથા ભયંકર દેશદ્રોહનું તહોમત મૂકવામાં આવ્યું હતું. પ્રત્યાઘાતી લશ્કરવાદીઓના ઉત્તેજનના પરિણામે ડ્રાઇફસને ગુનેગાર ઠરાવવામાં આવ્યો અને જનમટીપની સજા કરવામાં આવી. ફ્રેંચ પ્રત્યાઘાતીઓએ એવા ચુકાદાનો ફાયદો યહૂદી-વિરોધના ભડકા પેદા કરવા તેમ જ પ્રજાસત્તાક શાસનની ઉપર તથા લોકશાહીવાદી આઝાદીઓની ઉપર હલ્લા કરવા માટે ઉઠાવ્યો. ૧૮૯૮માં સમાજવાદીઓએ અને એમિલ ઝોલા, જાં જોરેસ, તથા આનાતોલ ફ્રાંસ જેવા પ્રગતિશીલ મૂડીવાદી લોકશાહીવાદીઓએ મુકદ્દમો નવેસરથી ચલાવવાની ઝુંબેશ શરૂ કરી ત્યારે ડ્રાઇફસ મામલાએ અત્યંત ઉગ્ર રાજકીય સ્વરૂપ ધારણ કરી લીધું અને દેશને પરસ્પર ભયંકર વિરોધી બે છાવણીઓમાં વહેંચી નાખ્યો: એક તરફ પ્રજાસત્તાકપંથીઓ તથા લોકશાહીવાદીઓ હતા અને બીજી તરફ રાજશાહીવાદીઓ, ધર્મસંસ્થાના માણસો, તથા યહૂદી-વિરોધી રાષ્ટ્રવાદીઓનું જૂથ હતું. લોકલાગણીના દબાણના પરિણામે ડ્રાઇફસને ૧૮૯૯માં છોડી મૂકવામાં આવ્યો, સર્વોચ્ચ અદાલત તરફથી ૧૯૦૬માં નિર્દોષ જાહેર કરવામાં આવ્યો, અને લશ્કરમાં ફરી દાખલ કરી લેવામાં આવ્યો. — પૃ. ૯૫

[53] **સોવિયેત વકીલો** — ૧૯૧૮ના ફેબ્રુઆરીમાં કામદારો, સિપાહીઓ, કિસાનો, અને કઝ્ઝાકોના પ્રતિનિધિઓની સોવિયેતો હેઠળ સ્થાપવામાં આવેલાં વકીલ મંડળો. એ મંડળોને ૧૯૨૦ના ઑક્ટોબરમાં નાબૂદ કરી નાખવામાં આવ્યાં. — પૃ. ૧૧૭

[54] લેનિનની સૂચનાને અમલમાં મૂકીને, આ આવૃત્તિમાં બધે "ડચ ટ્રિબ્યુનપંથીઓ" શબ્દોની જગ્યાએ "હોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીના અમુક સભ્યો" શબ્દો મૂકવામાં આવ્યા છે. — પૃ. ૧૧૯

# નામ નિર્દેશિકા

## ક

**કાઉત્સ્કી, કાર્લ** — Kautsky, Karl — (૧૮૫૪ — ૧૯૩૮) — જર્મન સામાજિક-લોકશાહીવાદી અને બીજી ઇન્ટરનૅશનલના સિદ્ધાંતપ્રણેતાઓમાંનો એક. ૧૯૧૪માં પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેણે માર્ક્સવાદનો દ્રોહ કર્યો. તકવાદના અધિકતમ ભયજનક અને હાનિકારક પ્રકાર કેંદ્રવાદનો (કાઉત્સ્કીપંથનો) વૈચારિક નેતા. — પૃ. ૬, ૧૫, ૨૦, ૨૩, ૬૪, ૬૭, ૭૦, ૧૦૦, ૧૧૦, ૧૧૧

**કાપ્પ, વોલ્ફગાંગ** — Kapp, Wolfgang — (૧૮૫૮ — ૧૯૨૨) — જર્મન જુંકરોનો તેમ જ સામ્રાજ્યવાદી લશ્કરવાદી વર્તુળોનો પ્રતિનિધિ. ૧૯૨૦માં તેણે પ્રતિક્રાંતિકારી લશ્કરી રાજશાહીવાદી કારસ્તાનની આગેવાની કરી હતી. — પૃ. ૯૨, ૧૦૯, ૧૧૧, ૧૪૨

**કેરેન્સ્કી, આલેક્સાન્દર ફ્યોદોરોવિચ** (૧૮૮૧ — ૧૯૭૦) — સમાજવાદી-ક્રાંતિકારી. વિશ્વ સામ્રાજ્યવાદી યુદ્ધ દરમિયાન તે ભયંકર સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે મૂડીવાદી કામચલાઉ સરકારનો અધ્યક્ષ તથા સર્વોચ્ચ સેનાપતિ બન્યો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે સોવિયેત સત્તાની વિરુદ્ધ લડયો, ૧૯૧૮માં તે પરદેશ નાસી ગયો. — પૃ. ૩૫, ૩૬, ૬૬, ૭૯, ૯૯

**કોર્નીલોવ, લાવ્ર ગેઓર્ગિયેવિચ** (૧૮૭૦ — ૧૯૧૮) — ઝારશાહી જનરલ, રાજશાહીવાદી. ૧૯૧૭ના જુલાઈ-ઑગસ્ટમાં તે રૂસી સેનાનો સર્વોચ્ચ સેનાધિપતિ હતો. ઑગસ્ટમાં તેણે સરકારને ઉથલાવી પાડવાના તથા લશ્કરી સરમુખત્યારી સ્થાપવાના આશયે પ્રતિક્રાંતિકારી બળવાની આગેવાની કરી હતી. બળવાને દબાવી દેવામાં આવ્યો. કોર્નીલોવને ગિરફતાર કરીને કારાવાસમાં પૂરી દેવામાં આવ્યો, પરંતુ તે છટકીને દોનપ્રદેશમાં ભાગી ગયો, અને ત્યાં તેણે વ્હાઇટગાર્ડ "સ્વયંસેવક સેના"નું સંગઠન કર્યું તથા આગળ જતાં સરદારી કરી. — પૃ. ૧૧૧, ૧૪૨

**કોલ્ચાક, આલેક્સાન્દર વાસીલ્યેવિચ** (૧૮૭૩ — ૧૯૨૦) — ઝારશાહી નૌકાદળનો એડમીરલ, રાજશાહીવાદી, ૧૯૧૮-૧૯ દરમિયાન રશિયન પ્રતિક્રાંતિના નેતાઓમાંનો એક, સમહિત જૂથનું રમકડું. ઑક્ટોબર

સમાજવાદી ક્રાંતિ પછી તેણે પોતાને રશિયાના સર્વોચ્ચ શાસક તરીકે જાહેર કર્યો અને ઉરાલ, સાઇબિરિયા તથા દૂર પૂર્વના પ્રદેશોમાં મૂડીદાર વર્ગ તેમ જ જમીનદારોની લશ્કરી સરમુખત્યારીને મોખરે ઊભો રહ્યો. એ દુસ્સાહસમાં તેને અમેરિકન, બ્રિટિશ તથા ફ્રેંચ સામ્રાજ્યવાદીઓનો ટેકો હતો. લાલ સેનાએ ઝીંકેલા અનેક ઘાએ તથા ગેરિલા યુદ્ધે કોલ્ચાકના સૈન્યોને સજ્જડ રીતે પરાજિત કરી દીધાં. — પૃ. ૨૬, ૫૩

**ક્રિસપિન, આર્થર** — Crispien, Arthur — (૧૮૭૫ — ૧૯૪૬) — જર્મન સામાજિક-લોકશાહીવાદીઓનો એક આગેવાન, સમાચાર સમીક્ષક. ૧૯૧૭-૨૨ દરમિયાન તેણે જર્મનીની સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની આગેવાની કરી હતી. ૧૯૨૦માં તેણે "સ્વતંત્ર" પાર્ટીના ડેલિગેટ તરીકે કોમિન્ટર્નની બીજી કૉંગ્રેસમાં ભાગ લીધો હતો. જર્મની પાછો ફરીને તેણે કોમિન્ટર્ન સાથે જોડાણનો વિરોધ કર્યો હતો. — પૃ. ૨૦, ૬૭, ૧૧૦, ૧૧૧

**ક્લાઈન્સ, જોન રોબર્ટ** — Clynes, John Robert — (૧૮૬૯ — ૧૯૪૯) — બ્રિટિશ રાજકારણી, લેબર પાર્ટીનો એક આગેવાન. — પૃ. ૭૩

ગ

**ગેદ, જૂલ (બાસિલ, માતી)** — Guesde, Jules (Basil, Matie) — (૧૮૪૫ — ૧૯૨૨) — ફ્રેંચ સમાજવાદી આંદોલન અને બીજી ઈન્ટરનેશનલના સંગઠકો તથા આગેવાનોમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું અને ફ્રાંસની મૂડીવાદી સરકારમાં પ્રધાનપદું સ્વીકારી લીધું હતું. — પૃ. ૫૯

**ગેલેહર, વિલિયમ** — Gallacher, William — (૧૮૮૧ — ૧૯૬૫) — બ્રિટિશ કામદાર આંદોલનની નામાંકિત વ્યક્તિ, બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાનોમાંનો એક. — પૃ. ૭૨, ૭૪, ૭૬, ૮૪, ૧૪૦

ચ

**ચર્ચિલ, વિન્સ્ટન** — Churchill, Winston — (૧૮૭૪ — ૧૯૬૫) — બ્રિટિશ રૂઢિચુસ્ત રાજકારણી. ૧૯૧૮-૨૧ દરમિયાન તે યુદ્ધ પ્રધાન તરીકે સોવિયેત રશિયા વિરુદ્ધ લશ્કરી દખલબાજી ઉશ્કેરનારાઓમાં સામેલ હતો. — પૃ. ૭૯, ૮૦, ૮૧, ૮૪, ૯૧, ૯૨

આંદોલનના પરિણામે ૧૮૯૯માં તેની સજા રદ કરવામાં આવી હતી અને તેને ફરી લશ્કરમાં તેના પદે દાખલ કરવામાં આવ્યો હતો. — પૃ. ૯૫

ત

**તુરાતી, ફિલિપ્પો** — Turati, Filippo — (૧૮૫૭ — ૧૯૩૨) — ઈટાલીના કામદાર વર્ગીય આંદોલનનો સુધારાવાદી આગેવાન, ઈટાલિયન સમાજવાદી પાર્ટીના સંસ્થાપકોમાંનો એક (૧૮૯૨). તેણે સર્વહારાઓ અને મૂડીદારો વચ્ચે વર્ગ સહયોગની નીતિની હિમાયત કરી હતી, અને પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી ધોરણ અપનાવ્યું હતું. તે રશિયાની ઑકટોબર સમાજવાદી ક્રાંતિનો વિરોધી હતો, અને તેણે ઈટાલીના મહેનતકશ લોકોના ક્રાંતિકારી આંદોલનનો વિરોધ કર્યો હતો. — પૃ. ૧૫, ૫૭, ૫૮, ૧૧૨, ૧૧૩, ૧૧૪

**ત્રેવેસ, ક્લોડિઓ** — Treves, Claudio — (૧૮૬૮ — ૧૯૩૩) — ઈટાલિયન સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન. — પૃ. ૧૧૩

દ

**દીત્સગેન, જોઝેફ** — Dietzgen, Jozef (૧૮૨૮ — ૧૮૮૮) — જર્મન ચામડા-કામદાર, સામાજિક-લોકશાહીવાદી અને પોતાની મેળે જ દ્વંદ્વાત્મક ભૌતિકવાદ સુધી પહોંચી જનારો ફિલસૂફ. — પૃ. ૫૩

**દુગોની, અનરિકો** — Dugoni, Enrico — (૧૮૭૪ — ૧૯૪૫) — ઈટાલિયન સમાજવાદી. તેણે સુધારાવાદી તુરાતી-ત્રેવેસ જૂથની તરફેણ કરી હતી. — પૃ. ૧૧૩

**દે લેઓન, ડેનિએલ** — De Leon, Daniel — (૧૮૫૨ — ૧૯૧૪) — સમાચાર સમીક્ષક, અમેરિકામાં કામદાર આંદોલનનો સક્રિય કાર્યકર. ઓગણીસમી સદીના છેલ્લા દાયકાથી તે સમાજવાદી લેબર પાર્ટીનો એક આગેવાન તથા વિચારક હતો. ૧૯૦૫માં તેણે 'વિશ્વ ઔદ્યોગિક કામદાર' સંઘની સ્થાપનામાં મદદ કરી હતી. — પૃ. ૪૨

**દેનીકિન, આન્તોન ઈવાનોવિચ** (૧૮૭૨ — ૧૯૪૭) — ઝારશાહી જનરલ. આંતરવિગ્રહ (૧૯૧૮-૨૧) દરમિયાન તે વ્હાઇટગાર્ડ આંદોલનના

આગેવાનોમાં સામેલ હતો, અને રશિયાના દક્ષિણ વિસ્તારમાં સોવિયેત વિરોધી હથિયારબંધ સૈન્યોનો સર્વોચ્ચ સેનાધિપતિ હતો. સોવિયેત લશ્કરોએ તેનાં સૈન્યોને સખત હાર આપી ત્યાર પછી તે પરદેશ વસવા ચાલ્યો ગયો. — પૃ. ૨૬, ૩૫, ૩૬, ૫૩

ન

**નાતાન્સોન, માર્ક આન્દ્રેયેવિચ** (૧૮૫૦ — ૧૯૧૯) — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો એક આગેવાન. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તેણે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના સંગઠનમાં મદદ કરી હતી. ૧૯૧૮માં સોવિયેત સત્તાની વિરુદ્ધ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી બળવાને તેણે વખોડી કાઢયો હતો. — પૃ. ૬૫

**નિકાલાઈ બીજો (રોમાનોવ)** (૧૮૬૮ — ૧૯૧૮) — રશિયાનો છેલ્લો ઝાર (૧૮૯૪ — ૧૯૧૭). — પૃ. ૨૧, ૨૨

**નોસ્કે, ગુસ્તાવ** — Noske, Gustav — (૧૮૬૮ — ૧૯૪૬) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એક તકવાદી આગેવાન. ૧૯૧૯-૨૦ દરમિયાન તે યુદ્ધ પ્રધાન હતો. બર્લિનના કામદારોની કતલેઆમનું તેમ જ કાર્લ લીબ્કનેખ્ત તથા રોઝા લુકઝેમ્બુર્ગની હત્યાનું આયોજન તેણે કર્યું હતું. — પૃ. ૧૫, ૭૩, ૭૫, ૯૯

પ

**પાન્નેકોએક, એન્ટન** — Pannekoek, Anton (હોર્નેર, કાર્લ) — (૧૮૭૩ — ૧૯૬૦) — ડચ સામાજિક-લોકશાહીવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. ૧૯૧૮-૨૧ દરમિયાન ડચ કોમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય. પાન્નેકોએકે કોમિન્ટર્નમાં કામ કર્યું. ત્યાં તેણે સંકુચિત અને ઉગ્ર ઉદ્દામવાદી ધોરણ અખત્યાર કર્યું.

**પૅંકહર્સ્ટ, સીલ્વિયા એસ્ટેલા** — Pankhurst, Sylvia Estella — (૧૮૮૨ — ૧૯૬૦) — બ્રિટિશ કામદાર આંદોલનમાં નામાંકિત વ્યકિત. તેણે ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી સોવિયેત રશિયાની વિરુદ્ધ

સામ્રાજ્યવાદીઓની લશ્કરી દખલબાજી થંભાવી દેવાની માંગ ઉઠાવી હતી. તેણે કોમિન્ટર્નની બીજી કૉંગ્રેસમાં ભાગ લીધો હતો. તે ૧૯૨૧માં બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગઈ હતી પરંતુ થોડા સમયમાં જ પાર્ટીની શિસ્ત પાળવાના ઇનકાર બદલ તેને પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવી હતી. — પૃ. ૭૧, ૭૨, ૭૬, ૭૮, ૮૪

**પોત્રેસોવ, આલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૮૬૯ — ૧૯૩૪) — એક મેન્શેવિક આગેવાન. પ્રત્યાઘાતનાં વર્ષો દરમિયાન વિસર્જનવાદીઓનો એક વિચારક. તે ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી પરદેશ વસવા ચાલ્યો ગયો હતો અને ત્યાં તેણે સોવિયેત રશિયાની નાલેશી કરી હતી. — પૃ. ૬૪

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬ — ૧૯૧૮) — રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો સક્રિય કાર્યકર, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક.

રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસ (૧૯૦૩) પછી તે મેન્શેવિકો સાથે ભળી ગયો. ૧૯૧૪-૧૮ના પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું. તે ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ બાદ રશિયા પાછો ફર્યો હતો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પ્રત્યે તેનું વલણ નકારાત્મક હતું ખરું, પરંતુ સોવિયેત સત્તાની વિરુદ્ધના સંઘર્ષમાં પ્લેખાનોવે ભાગ ન લીધો. — પૃ. ૧૯, ૨૦, ૬૪, ૯૪

## બ

**બર્નસ્ટાઇન, એડુઆર્ડ** — Bernstein, Eduard — (૧૮૫૦ — ૧૯૩૨) — જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની અને બીજી ઇન્ટરનેશનલની અત્યંત તકવાદી પાંખનો એક આગેવાન, સુધારણાવાદ તથા સુધારાવાદનો નિરૂપક. ૧૮૯૬-૯૮ દરમિયાન 'નોયે ત્સાઇત' સામયિકમાં 'સમાજવાદની સમસ્યાઓ' વિશે તેની લેખમાળા પ્રગટ થઈ હતી. એ લેખો આગળ જતાં 'સમાજવાદની પૂર્વાવશ્યકતાઓ અને સામાજિક-લોકશાહીવાદનાં કર્તવ્યો' નામે અલગ પુસ્તિકામાં પ્રકાશિત થયા હતા. તેમાં તેણે ક્રાંતિકારી માર્ક્સવાદના દાર્શનિક, આર્થિક, તથા રાજકીય સિદ્ધાંતોની સુધારણા ખુલ્લંખુલ્લા રજૂ કરી હતી. બર્નસ્ટાઇને જાહેર કર્યું હતું કે

કામદાર વર્ગીય આંદોલનનું કર્તવ્ય મૂડીવાદી સમાજમાં કામદારોની આર્થિક સ્થિતિ બહેતર બનાવવાના આશયે સુધારાઓ માટે સંઘર્ષ લડવાનું છે. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે મધ્યમપંથી ધોરણ લીધું હતું અને પોતાના સામાજિક-અંધરાષ્ટ્રવાદી વિચારોને આંતરરાષ્ટ્રવાદ સંબંધી વાણીવિલાસ વડે છુપાવી રાખ્યા હતા. આગળ જતાં તેણે સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની નીતિઓનું સમર્થન ચાલુ રાખ્યું હતું અને ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિનો તેમ જ સોવિયેત રાજ્યનો વિરોધ કર્યો હતો. — પૃ. ૨૦

**બાઉએર, ઓટો** — Bauer, Otto — (૧૮૮૩ — ૧૯૩૮) — ઑસ્ટ્રિયાના મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓનો તથા બીજી ઇન્ટરનેશનલનો એક આગેવાન. તે ૧૯૧૮-૧૯ દરમિયાન ઑસ્ટ્રિયન મૂડીવાદી પ્રજાસત્તાકનો વિદેશ પ્રધાન હતો, અને ઑસ્ટ્રિયન કામદાર વર્ગનાં ક્રાંતિકારી કદમોને દબાવી દેવામાં સક્રિય રહ્યો હતો. — પૃ. ૬, ૧૫, ૨૩, ૬૪, ૭૦, ૧૦૦

**બાબુશિકન, ઇવાન વાસીલ્યેવિચ** (૧૮૭૩ — ૧૯૦૬) — કામદાર, ધંધાદારી ક્રાંતિકારી, બોલ્શેવિક. — પૃ. ૪૫, ૧૩૨

**બુખારિન, નિકોલાઈ ઈવાનોવિચ** (૧૮૮૮ — ૧૯૩૮) — સમાચાર સમીક્ષક તથા અર્થશાસ્ત્રી, ૧૯૦૬થી રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનો સભ્ય. તેણે કેટલાય સવાલો અંગે લેનિનવાદ-વિરોધી ધોરણ લીધું હતું: રાજ્ય, સર્વહારા વર્ગની સરમુખત્યારી, રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર, વગેરે. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે વારંવાર પાર્ટીની લેનિનવાદી નીતિનો વિરોધ કર્યો હતો: ૧૯૧૮માં બ્રેસ્ત સુલેહની ચર્ચાઓ થઈ રહી હતી ત્યારે તેણે પાર્ટી વિરોધી "ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો"ના જૂથની આગેવાની કરી હતી, પાર્ટીની અંદર ટ્રેડ યુનિયનો સંબંધી ચર્ચાઓ (૧૯૨૦-૨૧) દરમિયાન તેણે પહેલાં "મધ્યવર્તી" ધોરણ લીધું હતું અને પછી તે ત્રોત્સ્કીના લેનિનવાદ વિરોધી જૂથમાં જોડાઈ ગયો હતો, ૧૯૨૮થી તેણે પાર્ટીની અંદર મવાળપંથી વિરોધી દળની આગેવાની કરી હતી. ૧૯૨૯માં તેને કેંદ્રીય સમિતિમાંથી, પોલિટિકલ બ્યુરોમાંથી, અને કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની કાર્યવાહક સમિતિના અધ્યક્ષમંડળમાંથી હઠાવી દેવામાં આવ્યો હતો. ૧૯૩૭માં તેને પાર્ટી વિરોધી પ્રવૃત્તિઓ બદલ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — પૃ. ૨૩

**બેબેલ, આઉગુસ્ટ** — Bebel, August — (૧૮૪૦ — ૧૯૧૩) — પ્રખ્યાત જર્મન સામાજિક-લોકશાહીવાદી અને બીજી ઈન્ટરનેશનલનો એક આગેવાન. — પૃ. ૨૦, ૧૨૭

**બોર્દિગા, આમાદેઓ** — Bordiga, Amadeo — (જન્મ ૧૮૮૯) — ઈટાલિયન રાજકારણી, ઈટાલિયન સમાજવાદી પાર્ટીનો સભ્ય, કોમિન્ટર્નની બીજી કૉંગ્રેસમાં ડેલિગેટ. ૧૯૨૧માં તે ઈટાલિયન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપકોમાં સામેલ હતો. તેણે ઉગ્રવાદી સંકુચિત નીતિ અપનાવી હતી અને ફાસીવાદ વિરોધી સંયુક્ત મોરચો રચવાની કોમિન્ટર્નની નીતિનો વિરોધ કર્યો હતો. — પૃ. ૫૭, ૧૧૩, ૧૧૪

**મ**

**માર્ક્સ, કાર્લ** — Marx, Karl — (૧૮૧૮ — ૧૮૮૩) — વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપક, પ્રતિભાવાન વિચારક, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા અને ગુરુ. — પૃ. ૨૦, ૩૦, ૫૮, ૬૪

**માર્તોવ (ત્સેદેરબાઉમ, યૂલી ઓસિપોવિચ)** (૧૮૭૩ — ૧૯૨૩) — એક મેન્શેવિક આગેવાન. ૧૯૧૭ના ફેબ્રુઆરીની ક્રાંતિ પછી તેણે આંતરરાષ્ટ્રવાદી મેન્શેવિકોના જૂથની આગેવાની કરી હતી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે સોવિયેત સત્તાના ઉઘાડા દુશ્મનો જોડે ભળી ગયો હતો અને ૧૯૨૦માં પરદેશ વસવા ચાલ્યો ગયો હતો. — પૃ. ૬૪, ૬૫, ૬૬

**માલિનોવ્સ્કી, રોમાન વાત્સલાવોવિચ** (૧૮૭૬ — ૧૯૧૮) — ૧૯૧૨-૧૪ દરમિયાન ચોથી દૂમામાં બોલ્શેવિક જૂથનો સભ્ય. ૧૯૧૭માં તેને ઉશ્કેરણીખોર તથા ઝારશાહીની છૂપી પોલીસના જાસૂસ તરીકે ઉઘાડો પાડવામાં આવ્યો હતો. ૧૯૧૮માં તેની ઉપર અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિની સર્વોચ્ચ અદાલતમાં મુકદ્દમો ચલાવવામાં આવ્યો હતો અને તેને મોતની સજા કરવામાં આવી હતી. — પૃ. ૩૪

**મેર્હેઈમ, આલ્ફોન્સ** — Merrheim, Alfonse — (૧૮૮૧ — ૧૯૨૫) — ફ્રેંચ ટ્રેડ યુનિયન કાર્યકર, સંઘવાદી. ૧૯૦૫થી તે ધાતુ કામદાર સંઘના તેમ જ ફ્રાંસના સામાન્ય કામદાર મહામંડળના આગેવાનોમાં સામેલ

હતો. તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદની તેમ જ સુધારાવાદની ઉઘાડી હિમાયત કરી હતી.—પૃ. ૪૧, ૧૧૫

**મૅકડોનલ્ડ, જેમ્સ રામ્ઝે**—MacDonald, James Ramsay—(૧૮૬૬—૧૯૩૭)—અંગ્રેજ રાજકીય કાર્યકર. ઇન્ડિપેન્ડન્ટ લેબર પાર્ટીના અને લેબર પાર્ટીના સંસ્થાપકો તથા નેતાઓમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેણે શાંતિવાદી ધોરણ લીધું હતું અને આગળ જતાં સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગનું ઉઘાડું સમર્થન કર્યું હતું. તેણે ૧૯૧૮-૨૦ દરમિયાન સોવિયેત વિરોધી દખલબાજીની સામે બ્રિટિશ કામદારોના સંઘર્ષને અવરોધવાની કોશિશ કરી હતી. તે કેટલીય વાર બ્રિટિશ સરકારનો અધ્યક્ષ રહ્યો હતો.—પૃ. ૭૩, ૭૫, ૧૨૫

**ય**

**યુદેનિચ, નિકોલાઈ નિકોલાયેવિચ** (૧૮૬૨—૧૯૩૩)—ઝારશાહી જનરલ. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે ઉત્તર-પશ્ચિમ વ્હાઇટગાર્ડ સેનાનો સર્વોચ્ચ સેનાધિપતિ હતો. તેણે ૧૯૧૯માં પેત્રોગ્રાદ કબજે કરી લેવાના બે વ્યર્થ પ્રયાસો કર્યા હતા. ૧૯૧૯ના નવેંબરમાં લાલ સેનાએ તેને સખત હાર આપી.—પૃ. ૩૬

**ર**

**રાદેક, કાર્લ બેર્નગાર્દોવિચ** (૧૮૮૫—૧૯૩૯)—તેણે વીસમી સદીના આરંભમાં ગેલિસિયા, પોલૅંડ, અને જર્મનીમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લીધો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી હતો, પરંતુ તેનું વલણ મધ્યમપંથી હતું. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સવાલ અંગે તેણે ગલત ધોરણ લીધું હતું. ૧૯૧૭થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. બ્રેસ્ત સુલેહની ચર્ચાઓ દરમિયાન તેણે "ઉગ્રવાદી કોમ્યુનિસ્ટો"નો પક્ષ લીધો હતો. ૧૯૨૩થી તેણે ત્રોત્સકીના વિરોધી દળને સક્રિય ટેકો આપ્યો હતો અને એ કારણે તેને ૧૯૨૭માં પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. ૧૯૩૦માં તેને ફરી પાર્ટીમાં દાખલ કરવામાં આવ્યો હતો, પરંતુ ૧૯૩૬માં પાર્ટી વિરોધી પ્રવૃત્તિઓ બદલ વળી પાછો પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો.—પૃ. ૨૩

**રેનર, કાર્લ** — Renner, Karl — (૧૮૭૦ — ૧૯૫૦) — ઑસ્ટ્રિયન રાજકારણી, ઑસ્ટ્રિયન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓનો આગેવાન તથા સિદ્ધાંતકાર. — પૃ. ૧૫

**રેનાઉદેલ, પિયેર** — Renaudel, Pierre — (૧૮૭૧ — ૧૯૩૫) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન. — પૃ. ૨૪

**લ**

**લાઉફેનબેર્ગ, હેઈનરિક (એર્લેર, કાર્લ)** — Laufenberg, Heinrich (Erler, Karl) — (૧૮૭૨ — ૧૯૩૨) — જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી, સમાચાર સમીક્ષક.

૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ પછી તે જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયો હતો અને થોડા વખતમાં જ તેની અંદર "ઉગ્રવાદી" વિરોધી દળની આગેવાની કરવા લાગ્યો હતો. તેને ૧૯૧૯માં કોમ્યુનિસ્ટ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — પૃ. ૩૧, ૬૯

**લીબ્કનેખ્ત, કાર્લ** — Liebknecht, Karl — (૧૮૭૧ — ૧૯૧૯) — જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ. તેણે તકવાદ અને લશ્કરવાદની સામે લડત ચલાવી હતી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. તે ક્રાંતિકારી 'સ્પાર્ટાકસ લીગ'ના સંગઠકો તથા આગેવાનોમાં સામેલ હતો. જર્મનીની ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન રોઝા લુકઝેમ્બુર્ગની સાથે મળીને તેણે જર્મન કામદારોની મોખરાની હરોળની આગેવાની કરી. તે જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપક સભ્યોમાંનો એક હતો અને ૧૯૧૯ના જાન્યુઆરીમાં બર્લિનના કામદારોના બળવાના સંગઠનમાં પણ તેણે ભાગ લીધો હતો. એ બળવાને દબાવી દેવામાં આવ્યા પછી પ્રતિક્રાંતિકારીઓએ તેનું પાશવીક રીતે ખૂન કરી નાખ્યું. — પૃ. ૪૭, ૫૬, ૧૩૫

**લુકઝેમ્બુર્ગ, રોઝા** — Luxemburg, Rosa — (૧૮૭૧—૧૯૧૯) — આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ. તે બીજી ઇન્ટરનેશનલમાં ઉદ્દામ પાંખના આગેવાનોમાં સામેલ હતી. તેણે પોલૅંડમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલન શરૂ કરવામાં મદદ કરી હતી. ૧૮૯૭થી

તે જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રિય ભાગ લેતી રહી હતી. તેણે જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપનામાં ભાગ લીધો હતો. ૧૯૧૯ના જાન્યુઆરીમાં પ્રતિક્રાંતિકારીઓએ તેને પકડી લીધી અને તેનું ખૂન કરી નાખ્યું. — પૃ. ૪૭, ૧૩૫

**લૂટવિત્સ, વાલ્ટેર** — Lüttwitz, Walter — (૧૮૫૯ — ૧૯૪૨) — જર્મન જનરલ. તે ૧૯૨૦ના માર્ચમાં "કાપ્પ બંડના", જર્મનીમાં ફરી રાજશાહી સ્થાપવાના તથા લશ્કરી સરમુખત્યારી જમાવવાના આશયે જર્મન લશ્કરવાદીઓએ કરેલા પ્રતિક્રાંતિકારી વિદ્રોહના, આગેવાનોમાં સામેલ હતો. — પૃ. ૧૦૯, ૧૧૧, ૧૪૨

**લેગિન, કાર્લ** — Legien, Karl — (૧૮૬૧ — ૧૯૨૦) — જર્મન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી, જર્મન ટ્રેડ યુનિયનોનો એક આગેવાન, સુધારણાવાદી. ૧૯૧૯-૨૦ દરમિયાન તે વેઇમાર પ્રજાસત્તાકની રાષ્ટ્રીય પરિષદનો સભ્ય હતો. તેણે ક્રાંતિકારી સર્વહારા વર્ગીય આંદોલનનો સામનો કર્યો હતો. — પૃ. ૨૦, ૩૫, ૪૧, ૪૪, ૪૫, ૧૨૬

**લોઇડ જ્યોર્જ, ડેવિડ** — Lloyd George, David — (૧૮૬૩ — ૧૯૪૫) — બ્રિટિશ રાજપુરુષ અને મુત્સદ્દી, લિબરલ પાર્ટીનો આગેવાન. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ શરૂ કરવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. ૧૯૧૬-૨૨ દરમિયાન વડો પ્રધાન. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી સોવિયેત રાજ્ય વિરુદ્ધ લશ્કરી દખલબાજી તથા નાકાબંધી ઉશ્કેરનારા તથા આયોજનારાઓમાં સામેલ હતો. — પૃ. ૭૫, ૭૬, ૭૭, ૭૯, ૮૦, ૮૧, ૮૨, ૮૩, ૮૪, ૯૧, ૯૨

**લોંગે, જાં** — Longuet, Jean — (૧૮૭૬ — ૧૯૩૮) — બીજી ઇન્ટરનૅશનલની એક પ્રખ્યાત વ્યક્તિ, ફ્રેંચ સમાજવાદી પાર્ટીની મધ્યમપંથી પાંખના આગેવાનોમાંનો એક, સમાચાર સમીક્ષક. તે ફ્રેંચ અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી અખબારોમાં લેખો લખતો રહેતો. — પૃ. ૧૫, ૨૪, ૧૨૪

**લૅન્સબેરી, જ્યોર્જ** — Lansbury, George — (૧૮૫૯ — ૧૯૪૦) — બ્રિટિશ લેબર પાર્ટીનો એક આગેવાન. — પૃ. ૨૩, ૫૯

## વ

**વાલ્યાં, એડુઆર્ડ મારી** — Vaillant, Eduard Marie — (૧૮૪૦ —

૧૯૧૫) — ફ્રેંચ સમાજવાદી, કોમ્યુનવીર, પ્રથમ ઈન્ટરનેશનલની સામાન્ય પરિષદનો સભ્ય, બીજી ઈન્ટરનેશનલ અને ફ્રાંસની સમાજવાદી પાર્ટીના સંસ્થાપકોમાંનો એક. — પૃ. ૫૯

**વિનકૂપ, ડેવિડ** — Wijnkoop, Devid — (૧૮૭૭ — ૧૯૪૧) — ડચ ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી. તે આગળ જતાં કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયો હતો. — પૃ. ૧૧૯

**વેન્ડેલ, ફ્રેડરિક** — Wendel, Friedrich — (૧૮૮૬ — ૧૯૬૦) — જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી, કટાક્ષ લેખક અને સમાચાર સમીક્ષક. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ પછી તે કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયો હતો અને તેમાં "ઉગ્રવાદી" વિરોધી દળ જોડે ભળી ગયો હતો. તેને ૧૯૧૯માં કોમ્યુનિસ્ટ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — પૃ. ૩૧

**વોલ્ફહેઈમ, ફ્રિત્સ** — Wolffheim, Fritz — જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી, સમાચાર સમીક્ષક. તે ૧૯૧૮ના અંતમાં કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયો હતો અને તેમાં તેણે લાઉફેનબેર્ગની સાથે "ઉગ્રવાદી" વિરોધી દળની આગેવાની કરી હતી. ૧૯૧૯માં "ઉગ્રવાદી" વિરોધી દળને કોમ્યુનિસ્ટ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યું હતું. — પૃ. ૩૧

## શ

**શેઈદેમાન, ફિલિપ** — Scheidemann, Philipp — (૧૮૬૫ — ૧૯૩૯) — જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની અત્યંત મવાળ તકવાદી પાંખનો એક આગેવાન. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન તેણે સ્પાર્ટાકસવાદીઓની વિરુદ્ધ હુલ્લડો ઉશ્કેર્યાં હતાં. તે ૧૯૧૯માં સરકારનો અધ્યક્ષ હતો અને ૧૯૧૮-૨૧ દરમિયાન જર્મન કામદાર વર્ગીય આંદોલન ઉપર પાશવી દમનના આયોજકોમાં સામેલ હતો. — પૃ. ૧૫, ૨૩, ૬૬, ૬૯, ૭૦, ૭૩, ૭૫, ૭૯, ૯૨, ૯૯, ૧૧૦, ૧૧૧

**શ્રેદેર, કાર્લ** — Shröder, Karl — (૧૮૮૪ — ૧૯૫૦) — જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી, લેખક અને પત્રકાર. — પૃ. ૩૧

## સ

**સેરાતી, ગિઆસિન્તો મેનોત્તી** — Serrati, Giacinto Menotti — (૧૮૭૨ — ૧૯૨૬) — ઇટાલિયન કામદાર વર્ગીય આંદોલનની પ્રખ્યાત વ્યકિત, ઇટાલિયન સમાજવાદી પાર્ટીના આગેવાનોમાંનો એક, મધ્યમપંથી. તે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી હતો. તેણે કોમિન્ટર્નની બીજી કૉંગ્રેસમાં ઇટાલિયન પ્રતિનિધિમંડળની આગેવાની કરી હતી. તે ૧૯૨૪માં કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાયો હતો અને જીવનના અંત સુધી તેનો સક્રિય સભ્ય રહ્યો હતો. — પૃ. ૫૭, ૫૮, ૧૩૭

**સ્રૂવે, પ્યોતર બેર્નગાર્દોવિચ** (૧૮૭૦ — ૧૯૪૪) — રૂસી મૂડીવાદી અર્થશાસ્ત્રી અને પત્રકાર. ૧૯૦૫માં બંધારણીય લોકશાહીવાદી પાર્ટીની સ્થાપના થઈ ત્યારથી જ તેની કેંદ્રીય સમિતિનો સભ્ય. પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તે રૂસી સામ્રાજ્યવાદનો વિચાર નિરૂપક બની ગયો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે સોવિયેત સત્તાની ભયંકર દુશ્મનાવટ કરી હતી. તે વ્રાંગેલની પ્રતિક્રાંતિકારી સરકારનો સભ્ય હતો. ત્યાર બાદ તે ક્રાંતિવિરોધી વિદેશવાસી તરીકે પરદેશોમાં રહ્યો હતો. — પૃ. ૬૪

**સ્નોઉદેન, ફિલિપ** — Snowden, Philip — (૧૮૬૪ — ૧૯૩૭) — બ્રિટિશ રાજકારણી. તે ૧૯૦૩-૬ દરમિયાન અને ૧૯૧૭-૨૦ દરમિયાન સ્વતંત્ર લેબર પાર્ટીનો અધ્યક્ષ હતો અને તેની મવાળ પાંખનું પ્રતિનિધિત્વ કરતો હતો. તે ૧૯૦૬માં સંસદનો સભ્ય બન્યો હતો. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી ધોરણ લીધું હતું અને મૂડીદાર વર્ગ જોડે સુમેળની હિમાયત કરી હતી. તે સામ્યવાદનો ભયંકર વિરોધી હતો. — પૃ. ૭૩, ૭૫, ૭૯, ૮૦, ૮૧, ૮૨, ૮૩, ૮૪, ૮૫, ૧૧૦

## હ

**હીન્ડમાન, હેનરી માયેર્સ** — Hyndman, Henry Mayers — (૧૮૪૨ — ૧૯૨૧) — બ્રિટિશ સમાજવાદી પાર્ટીનો એક આગેવાન. તેણે પ્રથમ વિશ્વયુદ્ધના સંબંધમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું. — પૃ૦. ૧૪૦

**હીલ્ફરડિંગ, રુડોલ્ફ** — Hilferding, Rudolf — (૧૮૭૭ — ૧૯૪૧). — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી તથા બીજી ઇન્ટરનેશનલનો એક તકવાદી આગેવાન તથા સિદ્ધાંતકાર. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-સામ્રાજ્યવાદીઓ જોડે એકતાની જોરદાર હિમાયત કરી હતી. — પૃ. ૧૫, ૨૦, ૬૭

**હેગ્લુન્ડ, કાર્લ ઝેથ કોનસ્તાન્તીન** — Höglund, Carl Zeth Konstantin — (૧૮૮૪ — ૧૯૫૬) — સ્વિડનનો સામાજિક-લોકશાહીવાદી, સ્વિડનમાં સામાજિક-લોકશાહીવાદી તથા તરુણ સમાજવાદી આંદોલનોની ઉદ્દામ પાંખનો એક આગેવાન. ૧૯૧૭-૨૪ દરમિયાન તે સ્વિડનની કોમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાનોમાંનો એક હતો. તેને તકવાદ બદલ તેમ જ કોમિન્ટર્નની પાંચમી કૉંગ્રેસના નિર્ણયોના ઉઘાડા વિરોધ બદલ ૧૯૨૪માં કોમ્યુનિસ્ટ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — પૃ. ૫૬

**હેન્ડેર્સન, આર્થર** — Henderson, Arthur — (૧૮૬૩ — ૧૯૩૫) — લેબર પાર્ટીનો તથા બ્રિટિશ ટ્રેડ યુનિયન આંદોલનનો એક આગેવાન. તે ૧૯૦૮-૧૦ દરમિયાન તથા ૧૯૧૪-૧૭ દરમિયાન સંસદમાં લેબર પાર્ટીના જૂથનો અધ્યક્ષ હતો. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું. — પૃ. ૪૧, ૪૪, ૪૫, ૭૩, ૭૫, ૭૯, ૮૦, ૮૧, ૮૨, ૮૩, ૮૪, ૮૫, ૯૧, ૯૨, ૧૧૦, ૧૩૦

**હેર્માન, લાડિસ્લાઉસ** — Hermann, Ladislaus — (મૃત્યુ ૧૯૬૨) — ઑસ્ટ્રિયન પત્રકાર, ૧૯૧૯-૨૦ દરમિયાન ઑસ્ટ્રિયન કોમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય. — પૃ. ૧૧૦

**ગોમ્પેર્સ, સેમ્યુઅલ** — Gompers, Samuel — (૧૮૫૦ — ૧૯૨૪) — અમેરિકી ટ્રેડ યુનિયન કાર્યકર, અમેરિકી કામદાર સંઘના સંસ્થાપકોમાંનો એક. તેણે મૂડીદારો સાથે વર્ગ સહયોગની નીતિ અપનાવી હતી અને કામદાર વર્ગના ક્રાંતિકારી સંઘર્ષનો વિરોધ કર્યો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો, અને તેણે અમેરિકી સરકારની સામ્રાજ્યવાદી નીતિને ટેકો આપ્યો હતો. — પૃ. ૪૧, ૪૪, ૪૫

**હોર્નેર, કાર્લ** — Horner, Karl — જુઓ પાન્નેકોએક, એન્ટન (Pannekoek, Anton). — પૃ. ૩૧, ૩૫, ૬૯

**વાચકોને**

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)